# The Spirit's Sword

for

# Soldiers of the King.




# સ્વામીના સૈનિકને સારૂ

# આત્માની તરવાર.

કિંમત બે આના.

# The Spirit's Sword

for

# Soldiers of the King.

---

## સ્વામીના સૈનિકને સારૂ

# આત્માની તરવાર.

"તરવાર લો," એફેસી. ૬; ૧૭.

---


અંગ્રેજીમાં કર્તા

આર. ટી. આર્ચિબૉલ્ડ, એમ. એ.

ગુજરાતીમાં ભાષાંતર કરનાર

યાકુબ ગોપાળ.



આવૃત્તિ ૧ લી.] [નકલ ૧,૦૦૦.

ઈ. સ. ૧૯૧૯.

# પ્રસ્તાવના.

"આત્માની તરવાર"નો ઉપયોગ કરવામાં હોશીઆર થવાનું ઈચ્છનારને આ પુસ્તકદ્વારે સારી મદદ મળશે એવી આશા રાખું છું.

આત્મિક દ્વંદ્વયુદ્ધ કરતી વેળા તમારે શત્રુને કેવી રીતે માર મારવો અને શત્રુના મારમાંથી તમારે કેવી રીતે છટકી જવું, કેવી રીતે તેના પર હુમલો કરવો અને તેના હુમલામાંથી કેવી રીતે બચી જવું, એ વિષે જ્ઞાન મેળવવા ચાહો છો? શેતાન કોંઈ વેળા તમારા પર ધસી આવે, અને કોઇ વેળા તમારા ભાઇ પર ચઢાઇ કરી તેને તાબે કરવાનું પ્રયત્ન કરે, એવે પ્રસંગે તેને અટકાવવા ઈચ્છો છો? તેને તમે અટકાવી શકો એ સારૂ "આત્માની તરવાર" તમારા હાથમાં મુકેલી છે, જુઓ એફેસી: ૬ ; ૧૭. એ તરવાર બરાબર વાપરવાનું શિખવનાર તો પવિત્ર આત્મા છે. જેમ જેમ તરવાર ફેરવતા જશો તેમ તેમ ફેરવવામાં કાબેલ થશો. તરવાર મિયાનમાં ને મિયાનમાંજ પડી રહેશે તો કટાઇ જશે, માટે મિયાનમાંથી તરવારને બહાર કહાડીને તેને સારી પેઠે કામમાં લો. એવું કરશો તો અજીત સૈન્યમાં તમે ઉચી પાયરીએ પહોંચ્યા વિના રહેશો નહિ.

દક્ષિણ હિંદમાંના તામીલ ભાષા બોલનાર ખ્રીસ્તી જુવાનોને માટે આ પુસ્તક પ્રથમ રચવામાં આવ્યું હતું. ત્યારબાદ આ નવી આવૃત્તિમાં કંઇક વધારો કરવામાં આવ્યો છે.

પુસ્તકમાં બાર વિવિધ વિષયો ઉપર ટીકા કરી છે. જો દર મહિને તમે એક એક વિષયનો અભ્યાસ કરો, તો આખા પુસ્તકનો અભ્યાસ કરતાં એક વરસ લાગશે. કદાચ એટલી મુદ્દતમાં તમે આખી ચોપડીનો સંપૂર્ણ અભ્યાસ કરી ન શકો, પણ તેમાં શું? ઉતાવળે અભ્યાસ ન કરો. ઘણી ઘણી બાબત વિષે અહીં બોધ સમાયલો છે, અને તમારા ચાલચલણમાં એ બોધ ફળવાન થાય માટે કંઈક વખત તો લાગ્યા વિના ન રહે. નવો બોધ પ્રાપ્ત થાય એ મોટી વાત નથી, બોધ પ્રમાણેનો અનુભવ પણ થવો જોઈએ. વિષયોનો અનુક્રમ યોગ્ય તો છે, પણ તમારી મરજી હોય તો અનુક્રમમાં ફેરફાર કરશો અને તે મુજબ શીખશો.

અભ્યાસ સમયે પવિત્ર શાસ્ત્ર હમેશાં તમારી પાસે રાખશો, અને તેમાંથી જે કલમ વાંચો તેમાંના દરેક શબ્દ પર ચોકસાઇથી ધ્યાન આપશો.

અભ્યાસ કરતાં જે વાક્ય તરફ તમારૂં લક્ષ વિશેષ ખેંચાય તેની સામે હાંસિયામાં નિશાણી કરશો તો સારૂં. નિશાણી કરવાથી શાસ્ત્રમાંનું પૃષ્ઠ બગડેલા જેવું કદાપિ જણાય, તો તેની પરવા કરશો નહિ. નિશાણીઓ વિચારપૂર્વક કરવાથી શાસ્ત્ર સંબંધી તમને ઘણુંકરીને વિશેષ જ્ઞાન પ્રાપ્ત થશે. નિશાણીઓ કેવી કરવી? નિશાણીઓ કરવાની અનેક રીત છે. એક રીત તો એ કે, જે શબ્દ સૌથી મુખ્ય તેની નીચે લીટી દોરવી. બીજી રીત, એવા શબ્દો સહીથી ઘુંટવા. એવું કરવાથી તે અક્ષરો તરફ નજરદૃષ્ટિ એકદમ ખેંચાશે, અને ત્રીજી રીત એ કે, જે કલમ વિશેષ પ્રિય લાગે તેની પાસેના હાંસિયામાં તીરનો આકાર પાડવો.

મજકુર નિશાણીઓ કરવામાં બારીક અણીદાર કલમ કે પેન્સીલ વાપરવી, અને બનતાં સુધી નિશાણી સફાઇથી કરવી.

પવિત્ર શાસ્ત્રમાં આવા નિશાણીઓ તમે ડહાપણપૂર્વક કરશો તો તમારૂં શાસ્ત્ર તમને વિશેષ મુલ્યવાન લાગશે.

છેવટની સૂચના.—દર અઠવાડીએ શાસ્ત્રમાંથી એક કલમ (તેના અધ્યાય, કલમના આંકડા સહિત) મુખપાઠ કરશો. મારી આ સૂચનાનો તમે જરૂર અમલ કરશો એવી આશા રાખીને આ પુસ્તક પ્રસિદ્ધ કરૂં છું. દર અઠવાડીએ કેવળ એક વાક્ય મ્હોડે કરશો તો બસ, પરંતુ તે વાક્યનાં અધ્યાય, કલમ ખાસ કરીને યાદ રાખશો. પુસ્તક વાંચતાં તમને માલુમ પડશે કે માસિક અભ્યાસક્રમમાં ત્રણ ત્રણ વાક્ય મોટે અક્ષરે છાપેલાં છે. તે ત્રણ વાક્યો ત્રણ અઠવાડીઆંમાં તમે મ્હોડે કરશો, અને ચોથા અઠવાડીઆમાં તો તમને જે કોઇ શાસ્ત્રવાક્ય સારૂં લાગે તે મુખપાઠ કરશો.

---

# અનુક્રમણિકા.

# ૧. પાપ તથા દંડાજ્ઞા વિષે.

## પાપ એટલે શું?

| | |
|---|---|
| ૧ યોહા. ૩; ૪. | માર્ક ૭; ૨૧, ૨૨. |
| ૧ યોહા. ૫; ૧૭. | રૂમી. ૩; ૨૩. |
| યાકુબ ૪; ૧૭. | રૂમી. ૧૪; ૨૩. |
| દૃષ્ટાં. ૨૪; ૯. | ગીત. ૫૧; ૪. |

પાપ બે જાતનાં હોય છે. અમુક કામ કરવાનું હોય છતાં ન કરીએ, અને અમુક કામ ન કરવાનું હોય છતાં તે કરીએ તો એ પાપ કહેવાય. ઉપરનાં કયાં કયાં શાસ્ત્રવાકયોમાં એ વાત મળી આવે છે? સરખાવો માત્થી ૨૩; ૨૩. "પાપ"ને માટે હેબ્રીમાં તેમજ ગ્રીકમાં જે શબ્દ છે તેમાંના એકનો અર્થ "નિશાન ચુકવું" એવો થાય છે. પોતાને માથે મુકેલો ધર્મ બજાવવામાં ચુકવું અને શિષ્યને શોભે તે કરવામાં પાછળ પડવું, એ સૌથી સાધારણ પાપ જણાય છે. ખોટું કૃત્ય કરવું તે પાપ છે; વળી ઠરાવેલા નિશાન સુધી નહિ પહોંચવું એ પણ ખરેખર પાપ કહેવાય, વાંચો માત્થી ૨૫. એ અધ્યાય વાંચતાં તમને જણાશે કે કરવાનું કૃત્ય પડતું મુકવાને લીધે ઠપકો આપવામાં આવે છે. કુંવારીઓએ પોતાની સાથે તેલ લીધું **નહિ**; જેને એક તાલંત મળ્યું હતું તે માણસે તાલંતનો ઉપયોગ કર્યો **નહિ**; અને ઘણાએ માંદાની મુલાકાત લીધી **નહિ** તથા દરીદ્રિઓને સહાય આપી **નહિ**, એવાં એવાંઓને ઠપકો આપવામાં આવ્યો છે, વળી વાંચો યાકુ. ૨; ૧૦.

## મોટામાં મોટું પાપ એટલે શું?

જુઓ માત્થી ૨૨; ૩૬–૩૮. માર્ક ૧૨; ૨૮–૩૦. સરખાવો પુનર્નિ. ૬; ૫.

મોટી તથા પહેલી આજ્ઞા આ વાકયોમાં સમાએલી છે. હવે તે આજ્ઞા પાળવામાં પાછા પડવું કે ઓછા માલુમ પડવું, એ શું સૌથી મોટું પાપ ન કહેવાય? યોહા. ૧૩; ૩૪ માં જે નવી આજ્ઞા ખ્રીસ્તે આપી છે તે કસોટીને ધોરણે તમારાં સર્વ કૃત્યો કસી જુઓ.

**પાપ કયાં સુધી પ્રસરી જાય છે?**

**યશા. પ૨; ૬.** રૂમી. ૩; ૧૦–૧૯.
યશા. ૬૪; ૬. ગલા. ૩; ૨૨.
ઉત્પ. ૬; ૫, ૬. રૂમી. ૩; ૨૩.
ઉત્પ. ૮; ૨૧.

તમારાં પાપને લીધે તમે પોતે જવાબદાર છો કે નહિ? જુઓ હઝકી. ૧૮; ૨–૪, ૨૦. રૂમી. ૧૪; ૧૨.

**બધાંએ પાપ કીધું છે**

માટે—

**બધાં દંડાજ્ઞા તળે આવ્યાં છે.**

રૂમી. ૫; ૧૨, ૧૮. હેબ્રી. ૯; ૨૭.
સરખાવો પ્રકટી. ૨૦; ૧૧, ૧૨.

**પાપથી શું શું પરિણામ નીપજે છે?**

યશા. ૫૯; ૧, ૨. માર્ક ૭; ૨૩.
ગીત. ૬૬; ૧૮. ૧ કરીં. ૧૫; ૫૬.
યિર્મે. ૧૭; ૯. રૂમી. ૬; ૨૩.
ગણના ૩૨; ૨૩. **યાકુબ ૧; ૧૫.**

મનમાં બગાડ, દેવથી અલગપણું, અને મરણ—એ બધાં પરિણામ પાપથી નીપજે છે.

**સવાલ—**

(૧) પાપ વિષે બોલતાં પ્રભુ ઈસુએ શી શી વાત પર ભાર મુકયો?

(૨) પાપને લીધે નીપજતું જે પરિણામ ઉપર સુચવ્યું છે તે, તમારા પોતા વિષેના તથા જગત વિષેના અનુભવ પરથી તમને સત્ય લાગે છે શું?

## ૨. ઇસુ ખ્રીસ્ત તેજ એકલો ત્રાતા.

**ઇસુ સઘળા માણસોનો ત્રાતા છે.**

યોહાન ૧૨; ૩૨.
**યોહાન ૧૪; ૬.**
૧ કરીં ૩; ૧૧.
**૧ તીમોથી ૨; ૫, ૬.**
**પ્રે. કૃ. ૪; ૧૨.**
પ્રે. કૃ. ૧૦; ૪૨, ૪૩.
૧ યોહાન ૨; ૨.
૧ યોહાન ૨; ૧૪.
રૂમી. ૬; ૨૩.
૧ યોહાન ૫; ૧૧, ૧૨.
યહુદા ૨૫.

સરખાવો ઉત્પ. ૧૨; ૩: ૨૨; ૧૮. ગીત. ૭૨. યશા. ૪૨: ૮: ૪૩; ૧૧: ૪૫: ૨૧-૨૩. પ્રે. કૃ. ૧૭; ૩૦, ૩૧. પ્રકટી. ૫; ૩-૫, ૯, ૧૨, ૧૩.

"ઇસુ" શબ્દ "યહો-શુઆ" શબ્દનું ટુંકું રૂપ છે, કે જેનો અર્થ "યહોવાહ-તારનાર."

ઇસુ દેવ છે તેમજ માણસ પણ છે એવું ઉપરનાં કયાં કયાં વાકયો પરથી સ્પષ્ટ રીતે સાબીત થાય છે?

**કોને માટે ખ્રીસ્ત અવતાર ધરીને આવ્યો?**

માત્થી ૯; ૧૩.
**૧ તીમોથી ૧; ૧૫.**
લુક ૧૯; ૧૦.
રૂમી. ૫; ૬, ૮.

વાંચો લુકનો ૧૫ મો અધ્યાય પુરેપુરો; અને એમાં જ્યાં જ્યાં "ખોવાએલો" શબ્દ આવે છે ત્યાં આગળ પેનસિલથી નિશાણી કરો. બીજા ભવિષ્યવાદીઓ તથા બોધકો પ્રગટ થયા ખરા. તેમનાં વચનો કદાપિ સત્ય હશે, અને તેમની જીવવૃત્તિ પવિત્ર માલુમ પડી હશે, પરંતુ નાશવંત થએલા જગતને તેઓ તારી શકે એવા ન હતા.

---

## કયો હેતુ પુરો પાડવા ખ્રીસ્ત આ દુનિયામાં આવ્યો?

| | |
|---|---|
| **માત્થી ૧; ૨૧.** | ૨ કરીં. ૫; ૧૫, ૨૧. |
| માર્ક ૧૦ ; ૪૫. | કલોસી. ૧; ૧૯-૨૨. |
| **યોહાન ૧; ૨૯.** | ૧ પીતર ૨ ; ૨૪. |
| પ્રે. કૃ. ૩ ; ૨૬. | રૂમી. ૫ ; ૧૭, ૧૯, ૨૧. |
| હેબ્રી. ૯ ; ૨૬. | યોહાન ૩ ; ૧૬, ૧૭. |
| ૧ યોહાન ૪; ૧૦. | યોહાન ૫; ૪૦. |
| હેબ્રી. ૨ ; ૯, ૧૦. | યોહાન ૧૦ ; ૧૦. |
| ૧ પીતર ૩ ; ૧૮. | માત્થી ૧૧ ; ૨૮. |
| હેબ્રી. ૨ ; ૧૪, ૧૫. | યોહાન ૭; ૩૭. |
| ૧ યોહાન ૩ ; ૮. | લુક ૪; ૧૮, ૧૯. |
| ૨ કરીંથી. ૫ ; ૧૮, ૧૯. | |

તમારી આગળ થઇને બે રસ્તા નીકળે છે, એક જીવનમાં લઇ જનાર અને બીજો નાશમાં. જ્યાંથી એ બે રસ્તા ફંટાય છે ત્યાં તો પ્રભુ ઈસુ ઉભો રહીને તમને કહે છે કે, મરણમાં લઈ જનારો માર્ગ પડતો મુકો, અને જે નવો તથા જીવનનો માર્ગ મેં મારા જીવનું અર્પણ કરીને ખુલ્લો કર્યો છે તે માર્ગમાં વળો તથા ચાલો.

જે બહુ ભારે વચનો યોહાન ૩: ૧૭, ૧૮, ૧૯, ૩૬માં સમાએલાં છે તે ઉપર મન લગાડો.

**સવાલ—**

૧. "તારણ" એટલે શું, એ વિષે ઉપલાં વાકયો પરથી શો બોધ મળે છે?

૨. કયાં કયાં પાપમાંથી તમારે "તારણ" પામવું છે?

૮૦૬૧

## ૩. પાપની ક્ષમા વિષે.

### પાપ દૂર થઈ શકે શું?

યશા. ૫૩; ૫, ૬. કલોસી. ૨; ૧૪.
**૧ પીતર ૨; ૨૪.** એફેસી. ૧; ૭.
યોહા. ૧; ૨૯.

પાપની ક્ષમા આપણને મળે એ માટે પ્રભુ ઈસુને શું શું થવું તથા કરવું પડયું તે આ વાકયો પરથી જણાઈ આવે છે. "તેણે દાસનું રૂપ લઇને, એટલે માણસોની પ્રતિમામાં થઇને, પોતાને ખાલી કર્યો; ને માણસના સરખા આકારમાં પ્રગટ થઇને, મરણ, હા, વધસ્તંભના મરણ સુધી આધીન થઇને, પોતાને લીન કર્યો."

### પાપીને પાપ માફ થાય છે.

યશા. ૧; ૧૮. યશા. ૩૮; ૧૭.
**યશા. ૪૩; ૨૫.** માર્ક ૨; ૫, ૧૦.
યશા. ૪૪; ૨૨. લુક ૭; ૪૧-૫૦.
ગીત. ૧૦૩; ૧૨. ૨ કરીં. ૫; ૧૯.
મીખા. ૭; ૧૮, ૧૯. ૧ યોહા. ૨; ૧૨.

પાપની માફી એટલે શું તે આ વાકયો પરથી જણાય છે. પાપની માફી માટે શાના ઉપર આધાર રાખવો? દેવ પિતાનું વચન તથા ત્રાતાનું નામ—માત્ર એટલા પર.

પરંતુ પાપની માફી મેળવવા સારૂ પાપી માણસે શું કરવું જોઈએ?

### માફી મળે માટે પાપીએ શું કરવું?

૧ યોહા. ૧; ૯. યોહા. ૧; ૧૨.
યશા. ૫૫; ૭. યોહા. ૩; ૧૬, ૧૮.
**દૃષ્ટાં. ૨૮; ૧૩.** પ્રે. કૃ. ૧૦; ૪૩.
ગીત. ૫૧; ૧૭. પ્રે. કૃ. ૧૬; ૩૧.

પ્રે. કૃ. ૨; ૩૮. યોહા. ૬; ૩૭.
માત્થી ૬; ૧૪, ૧૫.

સવાલ—

૧. ઉપરના ત્રણે ભાગમાં જે જે વાકયો આવ્યાં છે તે બધાંનો અભ્યાસ કર્યાં બાદ ચોકસાઇથી શોધી કહાડો કે, શી શરતે પાપની ક્ષમા મળે. તે વિષે પ્રે. કૃ. ૨૦; ૨૧માં જે લખ્યું છે તે જુઓ.

૨. પસ્તાવો એટલે શું? શું પસ્તાવો એટલે કેવળ પાપ કબુલ કરવું અથવા પાપ કર્યાંને લીધે દુઃખી થવું? જુઓ ૨ કરીં. ૭; ૯, ૧૦.

પસ્તાવો કરવો એટલે પ્રભુનો માર્ગ તથા પ્રભુના વિચારો ગ્રહણ કરવા સારૂ પોતાના માર્ગનો તથા પોતાના વિચારોનો ત્યાગ કરવો, યશા. ૫૫; ૭. જીવાર્થ પશ્ચાત્તાપ અથવા જીવનને અર્થે પસ્તાવો કરવો, એટલે વધસ્તંભને માર્ગે ચાલતાં આકાશવાસી બાપની પાસે પાછા આવવું.

પરંતુ પાપનો ત્યાગ કરવો, એ તો દેવનું દાન છે, પ્રે. કૃ. ૫; ૩૧: ૧૧; ૧૮.

૩. તમે પંડે કોઈ દિવસ ખરેખરો પસ્તાવો કર્યો છે શું? એક બાબતમાં નવી રીતે ચાલવું, પછી બીજી બાબતમાં નવી રીતે ચાલવું, એમ નવી નવી શરૂઆત કરવામાં ખ્રીસ્તી ચાલ સમાએલી છે. હવે વાત એવી છે ત્યારે તો જેમ જેમ તમે દરેક "નવી શરૂઆત" કરતા જશો તેમ તેમ અગાઉ કરતાં તમે જીવનના માર્ગમાં વધારે આગળ વધેલા બેશક માલુમ પડશો.

---

# ૪. તારણ મને પ્રાપ્ત થયું છે તે વિષેની ખાતરી.

## આવી ખાતરીનો આધાર શાના પર રહે છે?

પ્રે. કૃ. ૧૩; ૩૮, ૩૯. એફે. ૨; ૧૩.
રૂમી. ૪; ૨૫. ૧ તીમો. ૨; ૫, ૬.
૨ કરીં. ૫; ૧૮, ૧૯. ૧ યોહા. ૪; ૧૦.
કલો. ૧; ૧૯-૨૧.

વાંચો હેબ્રી. ૯; ૧૧ થી ૧૦; ૨૨ સુધી; અને ખાસ કરીને ૧૦; ૧૨ ધ્યાનમાં રાખો.

દેવ પ્રીતિ છે; પરંતુ તે પવિત્રાઇસંપન્ન પ્રીતિ છે, અને તેથીજ દેવ વિરૂદ્ધ પાપ કરવું તે અતિશય પાપિષ્ટ જણાય છે, અને કંઇ પણ પ્રાયશ્ચિત અવશ્ય થવું જોઇએ એ વિષેનો ખુલાસો મળી આવે છે.

હવે, દેવે પંડે પાપને અર્થે પ્રાયશ્ચિત કર્યું છે, એટલામાંજ તારણની ખાતરી સંબંધી મજબુત પ્રમાણ હાથ આવે છે. દેવે પોતે ઇસુ ખ્રીસ્તમાં, હા, પોતાના પુત્રમાં પ્રાયશ્ચિતની યોજના કરી, અને પ્રાયશ્ચિત પુરૂં પાડયું પણ ખરૂં.

ઇસુનું પુનરૂત્થાન * થયું તથા તેનું સ્વર્ગારોહણ થયું, એ પરથી સાબીત થાય છે કે દેવ સાથે જે પુનર્મિલાપ તે સંપૂર્ણ થયો છે. ઇસુ બોલ્યો કે, "સંપૂર્ણ થયું," અને એ બોલના જવાબમાં પ્રભુ પિતાએ ઇસુનું પુનરૂત્થાન તથા સ્વર્ગારોહણ કરીને જાણે કે "આમેન" કહ્યું.

---

*નોંધ—ખ્રીસ્ત પોતાના મરણ વિષે બોલે અને પુનરૂત્થાન વિષે કંઇ પણ ન કહે એવો દાખલો પવિત્ર શાસ્ત્રમાં મળે છે શું? નહિ. ઇસુની ધારણામાં પોતાનું મરણ તથા પુનરૂત્થાન એ બંને અભેદ જેવાં જણાય છે. ઇસુ જાણતો હતો કે ઉદ્ધાર સંબંધી દેવનો મનોરથ મારી મારફતે પાર પાડવાનો છે, જુઓ યશા. ૫૨; ૧૩: ૫૩; ૧૦.

આપણી પ્રત્યે પ્રભુનો ભાવ કેવો છે એ ૨ કરીં. ૫; ૧૮, ૧૯ માં ખુલ્લી રીતે પ્રગટ કર્યું છે. જે પુનર્મિલાપ કરવામાં આવ્યો તે બીજા કોઇથી નહિ પણ કેવળ પ્રભુથીજ કરાયો; માટે એ પુનર્મિલાપમાં કશું અધુરાપણું હવે રહ્યું નથી, અને આખી માનવજાત તેનો લાભ લે, માટે દરેક માણસની આગળ રજુ કરવામાં આવે છે.

ઇસુ જે અગાઉ વધસ્તંભે જડાયો હતો, પણ હાલ જીવતો છે, તે ઇસુમાં રહ્યાથી તમે દેવ પિતાની સમક્ષ નિરપરાધી તથા ન્યાયી ગણાઓ છો. તેના પુત્ર ઇસુની પવિત્રાઈ તમારા લેખામાં ગણાય છે, કારણ કે તે તમને પોતાના પુત્રમાં રહેલા જુએ છે. આ અત્યુત્તમ વાત પરથી તમારે પોતા વિષે પોતાના મનમાં પુરી ખાતરી રાખવી જોઈએ કે, હું નિશ્ચે દેવની આગળ માન્ય કરાએલો છું. જુઓ, પાઉલનાં પત્રોમાં કેટલી બધી વાર લખ્યું છે કે, દરેક ખ્રીસ્તી માણસ "ખ્રીસ્તમાં" છે, વાંચો એફે. ૧; ૩-૧૧. ફિલી. ૩; ૯. રૂમી. ૮; ૧. તારણ પામેલા પાપી માણસની **પદવી** કેવી છે, તે આ વાકયો પરથી જણાય છે.

## ખાતરી કેવી રીતે પ્રાપ્ત થાય?

| | |
|---|---|
| એફે. ૨; ૮, ૯. | ગલા. ૨; ૧૬. |
| રૂમી. ૩; ૨૧-૨૮. | ગલા. ૩; ૨૬. |
| રૂમી. ૪; ૩-૮. | તીત. ૩; ૫. |
| રૂમી. ૪; ૨૩-૨૫. | યોહા. ૩; ૧૬. |
| રૂમી. ૯; ૩૦-૩૩. | યોહા. ૫; ૨૪. |
| ગીત. ૩૪; ૨૨. | યોહા. ૬; ૪૦, ૪૭. |
| રૂમી. ૫; ૧, ૨. | ૧ યોહા. ૨; ૧૨. |

તમારાં પાપ ખ્રીસ્તના નામને લીધે માફ થયાં છે. તમારાં પોતાનાં પુણ્ય કે સુકૃત્યને લીધે નહિ, પરંતુ પ્રભુ ઇસુએ જગતને માટે પોતાનો જીવ આપ્યો, એજ કારણને લીધે તમે તારણ

પામ્યા છો. દેવ પહેલવહેલાં પાપની માફી આપે છે, અને એની સાથે સનાતન જીવન પણ આપે છે. એ જીવન દેવનું આપેલું દાન છે; હા, પોતાના પુત્રમાં દાન. પણ તે દાન કોને મળે? જેઓ તેના "પુત્રમાં" હોય તેને. તમે કંઈ સુકૃત્ય કરો અથવા મને જીવતદાન પ્રાપ્ત થયું છે એવી લાગણી તમે પોતાના મનમાં ધરો, એ પરથી જીવતદાન મેળવવાનો તમારો હક થાય છે, એવું સમજવું નહિ.

અનંતજીવન* અને તેની સાથે જે જે શુભ ફળ સમાએલાં છે તે સર્વ હાલમાં તમારાં છે. આ વાત તમારે સત્ય માનવી, હા, એ વાત તમારે સ્વીકારવી, કેમકે તે વાત સત્ય શાસ્ત્ર પ્રમાણેની છે, વાંચો ૧ યોહાન ૫; ૯-૧૩; અને આ વાકયમાં જે સાક્ષી દેવ જાતે પુરે છે તે સાક્ષી સત્ય માનો.

ખ્રીસ્ત મારાં પાપને લીધે મરણ પામ્યો માટે મારાં પાપ માફ થયાં છે અને દેવે પોતે પણ માફી વિષે સાક્ષી પુરી છે, એવું જ્યાં સુધી તમે ખરેખરી રીતે નહિ માનો, ત્યાં સુધી પાપની ક્ષમા વિષે હર્ષાનંદ તમે કરી શકશો નહિ.

તારણનું કામ તેણે પુરૂં કર્યું છે અને તે પોતે એ વિષે સાક્ષી પુરે છે, એટલામાં સદાને માટે પુરતું પ્રમાણ હાથ આવે છે. દેવે જે કંઇ કર્યું છે તથા દેવે જે બધું કહ્યું છે તે ઉપર તમારે આધાર રાખીને પુરો ભરોસો કરવો, અને દેવ પર ભરોસો રાખવામાં આપણે તેનું સન્માન કરીએ છીએ, સરખાવો ગીત. ૧૧૯ : ૮૯. યશા. ૪૦; ૮. માર્ક ૧૩; ૩૧.

---

*નોંધ—અનંતજીવન એટલે શું તે યોહાન ૧૪; ૬: ૧૭; ૩. ૧ યોહાન ૧; ૨: ૫; ૨૦ માં જણાવ્યું છે. અનંતજીવન એટલે પિતાની તથા પુત્રની સાથે સંગત; હા, ખ્રીસ્ત આપણું જીવન, કલો. ૩; ૪. આ જીવન આપણામાં ઉપજાવનાર તે તો પવિત્ર આત્મા છે.

### તારણની ખાતરી વિષે મનમાં લાગણી.

રૂમી. ૫ ; ૧૧.　　　　　　૧ યોહાન ૫ ; ૨૦
૧ પીતર ૧ ; ૮.　　　　　　રૂમી. ૮ ; ૧૬.
૨ તીમોથી ૧ ; ૧૨.

જો તમે યોહાન ૧૦ ; ૨૭-૨૯ અને રૂમી. ૮ ; ૩૧-૩૯ વાંચશો, તો તે પરથી તમારામાં દઢ ખાતરી ઉપજશે.

વિશ્વાસનું કામ એ છે કે જે સાધી ચુકવામાં આવ્યું છે તેના ઉપર પુરૂં ધ્યાન લગાડવું. પરંતુ વિશ્વાસ કર્યાં પહેલાં તો નહિ પણ વિશ્વાસ કર્યાં પછી લાગણી ઉપજે. વિશ્વાસ કરશો તો તે પછી તમારા વિશ્વાસના પ્રમાણમાં તમને આનંદ તથા શાંતિનો અનુભવ થશે. રૂમી. ૧૫ ; ૧૩ માં જે વાત આવે છે તેને મળતો અનુભવ દરેક ખ્રીસ્તીને ઘણુંકરીને હોવો જોઇએ. જે પાપી તારણ પામેલો છે તેની નવી સ્થિતિ કે અવસ્થા એ કલમમાં બતાવેલી છે.

**સવાલ**—દુનિયાના ઘણાખરા ધર્મોમાં પાપની માફી તથા મનની શુદ્ધતા વિષે કંઇ કંઇ વાત આવે છે. પણ તેઓ જાણે કે ગાડીની **પાછળ** ઘોડાને જોડે છે! **પહેલું** શું અને **પછી** શું, તે વિષે ખરો બોધ તે કેવળ ખ્રીસ્તી ધર્મમાં પ્રગટ કરેલો છે. પાપની માફી પામવા સારૂ પ્રથમ શુદ્ધ થવું જોઇએ શું? અથવા શુદ્ધ થવા સારૂ પ્રથમ માફી આપવામાં આવે છે શું? આમાં ઘોડા તે શું અને ગાડી તે શું એ સમજીને ઘોડાને પ્રથમ રાખો, અને ઘોડાની પાછળ ગાડી.

---

## ૫. પવિત્ર આત્મા વિષે.

યોહાનની સુવાર્તામાંથી અધ્યાય ૧૪-૧૬ ફરી ફરીથી વાંચો.

### પવિત્ર આત્મા તે કોણ?

યોહાન ૧૪ ; ૧૬. એમાં પવિત્ર આત્માને "બીજો" સંબોધક કે સહાયકારી કહે છે.

લુક ૨૪; ૪૯. પ્રે. કૃ. ૧; ૪: ૨; ૩૩, ૩૯. એ વાકયોમાં પવિત્ર આત્માને "બાપનું વચન" કહે છે, જુઓ યોએલ ૨; ૨૮, ૩૨.

પવિત્ર આત્મા તો વિચારસંપન્ન વ્યક્તિ છે એવું જરૂર માનવું.

---

## પવિત્ર આત્મા કયું ખાસ કામ કરે છે?

| | |
|---|---|
| ન્યાયા. ૬; ૩૪. | રૂમી. ૮; ૨,૧૧,૧૪,૧૬,૨૬. |
| ન્યાયા. ૧૪; ૬. | ૧ યોહા. ૩; ૨૪. |
| ઉત્પ. ૪૧: ૩૮,૩૯. | ૧ યોહા. ૪; ૧૩. |
| નિર્ગ. ૩૧; ૩–૫. | રૂમી. ૫; ૫. |
| ઉત્પ. ૬; ૩. | યોહા. ૧૪; ૧૬, ૨૬. |
| એફે. ૧; ૧૩. | યોહા. ૧૫; ૨૬. |
| રૂમી. ૮; ૧૬. | યોહા. ૧૬; ૭–૧૪. |
| તીત. ૩; ૫–૭. | ૧ યોહા. ૨; ૨૦,૨૭. |
| **હઝકી. ૩૬; ૨૭.** | ૨ પીત. ૧; ૨૧. |

ઉત્પ. ૨; ૭માં લખેલી બીના બની ત્યારથી દેવનો આત્મા માણસોની સાથે રહેતો, તથા માણસોનાં કામકાજમાં કારભાર ચલાવતો આવ્યો છે.

ગિદઓન, શામશૂન, યુસફ, બસાલીએલ, એ દરેકને પોતપોતાનાં કામને સારૂ જોઇતી શક્તિ તથા લાયકી પવિત્ર આત્માએ આપી. માણસોની સાથે તેણે વાદ કીધો; અને તેમને તેણે પ્રેરણા કીધી. વળી જાણે કે અંકુશ વડે તે તેમને આગળ હાંકે છે અથવા તો પાછળ ખેંચે છે. જુના કરારમાં પવિત્ર આત્મા વિષે આસરે ૮૮ કલમમાં સૂચના મળે છે. ઇસુ ખ્રીસ્ત અહીં આવ્યો, રહ્યો, મરણ પામ્યો, ઉઠયો, અને આકાશમાં ગયો ત્યારથી માંડીને પવિત્ર આત્મા તો ત્રિએક દેવના પ્રતિનિધિ તરીકે, ખ્રીસ્તમાં નવી ઉત્પત્તિ પમાડવા, આપણ માણસોની મધ્યે આવી રહ્યો છે, જુઓ ૨ કરીં. ૫; ૧૭.

## પવિત્ર આત્મા તમારી મધ્યે રહે છે શું?

| | |
|---|---|
| યોહા. ૧૪ ; ૧૭. | ૧ કરીં. ૬ ; ૧૯. |
| રૂમી. ૮ ; ૯. | ગલા. ૪ ; ૬. |
| ૧ યોહા. ૫ ; ૧૦. | યોહા. ૩ ; ૫. |
| ૧ કરીં. ૩ ; ૧૬. | ગલા. ૩ ; ૧૩, ૧૪. |

જે કોઇ માણસ ખરો વિશ્વાસ કરે છે તેનામાં પવિત્ર આત્મા વસે છે. માણસના અંતઃકરણમાં જો પવિત્ર આત્મા પોતાની અસર કરતો ન હોય તો તે માણસ પુનર્જનિત થઇ શકે નહિ, તેમજ પ્રભુની ગમ ફરી પણ શકે નહિ. પચાસી પર્વને દહાડે જે મહાન ઐશ્વરી ઢંઢેરો પ્રગટ કરવામાં આવ્યો તે પરથી કહી શકાય કે, માણસના મનની માંહે પવિત્ર આત્મા આવીને વાસો કરે તે માટે બે શરત પુરી પાડવી જોઇએ, એટલે પાપનો પસ્તાવો કરવો તથા ખ્રીસ્ત પર વિશ્વાસ રાખવો, જુઓ પ્રે. કૃ. ૨ ; ૩૮, ૩૯. ત્યારે તો, જે કોઈ પોતાનાં પાપનો પસ્તાવો કરે છે અને પાપની માફી પામવા સારૂ દેવના પુત્ર પર વિશ્વાસ કરે છે, તેનામાં દેવ પોતાના પવિત્ર આત્માનું દાન આપે છે કે જે દાન તેનામાં હમેશ રહે છે.

ખ્રીસ્તી માણસમાં પવિત્ર આત્મા આવે છે, હા, હમેશ રહેવાને વાસ્તે આવે છે, એ તો સત્ય તથા સિદ્ધ વાત છે. તે તમારી માંહે આવીને વસ્યો છે કે નહિ એ વિષે તમારા મનમાં જે કાંઈ લાગણી ઉત્પન્ન થાય તે લાગણી ઉપર પવિત્ર આત્માના આવવાનો આધાર નથી.

---

## તમારૂં જીવન પવિત્ર આત્માથી ખરેખર પ્રેરાએલું છે શું?

આ સવાલ ચાલુ વખતમાં અતિ અગત્યનો છે.

| | |
|---|---|
| ગીત. ૩૬ ; ૮,૯. | પ્રે. કૃ. ૨ ; ૪. |
| યોહા. ૪ ; ૧૪. | પ્રે. કૃ. ૬ ; ૪, ૮. |
| યોહા. ૭ ; ૩૭-૩૯. | એફેસી. ૩ ; ૧૬. |
| યોહા. ૧૦ ; ૧૦. | એફેસી. ૫ ; ૧૮. |
| પ્રે. કૃ. ૧ ; ૮. | કલોસી. ૨ ; ૯,૧૦. |

એફેસી. ૩; ૧૪-૨૧ નો પુરો અભ્યાસ કરો; વળી ગલાતી. ૫; ૨૨,૨૩માં જે લખેલું છે તે કસોટી પર તમારી જીવવૃત્તિ પારખી જુઓ.

જગતની ઉત્પત્તિથી તે આજ દીન સુધીમાં પચાસી પર્વના દિવસને સહુ કરતાં વિશેષ આનંદમય દિવસ કહીએ તો ચાલે. તે દિવસે પ્રભુ પિતાએ આકાશની બારીઓ ખરેખર ખુલ્લી કરી, અને દેવના દીકરાઓનો ખ્રીસ્ત ઇસુમાં જે વારસો તે તેણે તેઓને આપી દીધો. તે દિવસે ખરો ભ્રાતૃભાવ તથા આત્મિક હિમ્મત ઉત્પન્ન થયાં કહેવાય, જુઓ પ્રે. કૃ. ૪; ૩૧-૩૩.

તે દિવસથી શિષ્યો પવિત્ર આત્માથી ભરપુર થવા લાગ્યા, અને તેઓમાં ખ્રીસ્ત પ્રગટરૂપે દેખાવા મંડયો. "ખ્રીસ્ત મારૂં જીવન" આ વાતની તેઓને ખાતરી થઇ, અને તે ખાતરી થયાને લીધે તેઓ જીત પામતા ગયા, સરખાવો ફીલી. ૧; ૨૧. ગલા. ૨; ૨૦. ૧ કરી. ૧; ૩૦.

તમારામાં ખ્રીસ્ત જીવે અને તમારી મારફતે પોતાની ધારણા પુરી પાડે, એ માટે તે પવિત્ર આત્માની મારફતે પોતાના પંડનું દાન આપે છે, હા, તે કરતાં ઓછું દાન આપવામાં તે સંતુષ્ટ નથી.

જગત બહુ ભારે તંગીમાં જણાય છે, અને જો તેના પર જીવતા પાણીની નદી વહેતી આવે તોજ તેની ગરજ પુરી પડે. હવે, પ્રભુ ઇસુની એવી ઇચ્છા છે કે તમે તેની સેવામાં નીક કે નાળા સમાન થાઓ, એ માટે કે તમારી મારફતે જીવનદાયક પાણી બીજાઓને પહોંચે. એ નાળું બરોબર પહોળું તથા ઉંડું થાય એવી તમારી ઇચ્છા છે? નાળું જેમ મોટું તેમ પાણીનો પ્રવાહ પુષ્કળ.

---

## પવિત્ર આત્માના ભરપુરપણાના ભાગીદાર કેવી રીતે થવાય?

તમારે પોતાના પંડનું અર્પણ કરવું.

રૂમી. ૬; ૧૩, ૧૯. અને રૂમી. ૧૨; ૧.

તમારે પોતાની વિનંતી રજુ કરવી.

માત્થી ૫.; ૬.—ઇચ્છા જણાવવી.
લુક ૧૧; ૧૩.—માગણી કરવી.
યોહાન ૧; ૧૬.—પામી લેવું.
પ્રે. કૃ. ૫; ૩૨.—આજ્ઞાપાળણ કરવું.

હું દેવનો. દીકરો થયો છું માટે પવિત્ર આત્માને પુરેપુરો પામવાનો મારો હક છે, એવું સમજીને તે આત્મા પામવાની વિનંતી કરો, અને જે અથાગ ઝરો છે તેમાંથી પુષ્કળ, હા, અતિ પુષ્કળ પીઓ. વિશ્વાસ સહિતની વિનંતી કરવી એટલે પ્રભુની પાસે માગવું તથા માગતી વેળાએજ પામી લેવું, જુઓ ગીત. ૧૦૭; ૯.

પરંતુ પ્રથમ વાત એ છે કે, ઇશ્વર આપણી પાસેથી જે કંઇ માગે તે આપણે તેને આપવું જોઇએ. હવે, ઇશ્વરની માગણી મુજબ તમે વફાદારીથી વર્ત્યાં છો? તમે પોતાનું સર્વસ્વ દેવને અર્પી દીધું છે? તમારી પોતાની ઇચ્છા નહિ, પણ દેવની ઇચ્છા પુરી પડે એ માટે પોતાનું જીવન તમે તેને હવાલે સોંપ્યું છે?

જો એવું સમર્પણ તમે કર્યું હોય તથા ખ્રીસ્ત પર પુરો આધાર રાખ્યો હોય, તો એટલામાં અવસ્યની બે શરત તમે પુરી કરી છે, કે જેથી પવિત્ર આત્માનું ભરપુરપણું તમારી જીંદગીમાં ઉતરી આવે.

---

## પરમોત્તમ જીવવૃત્તિનો નિરંતર અનુભવ પામવા ચાહો છો શું?

એવી તમારી ચાહના હોય તો પરમોત્તમ જીવવૃત્તિ શામાં રહેલી છે તે વિષેનો બોધ યોહાન ૧૫; ૧૦-૧૨માં મળે છે; અને તે બાબતનો ખુલાસો ૧ યોહાન ૩; ૨૩, ૨૪ માં હાથ આવે છે. એ વાક્યો ઉપરથી માલુમ પડે છે કે ઉત્તમોત્તમ જીવવૃત્તિ સારૂ બે વાત જરૂરની છે, એટલે—

(૧) ઈસુ ખ્રીસ્ત પર નિરંતર આધાર રાખવો.

(૨) ભાઇઓ પ્રત્યે અખુટ પ્રીતિ રાખવી.

જ્યારે આ બે વાતનો ખરો અમલ કરીએ, ત્યારે ખ્રીસ્તમાં રહીએ છીએ એવું કહેવાય.

જે માણસ આવી રીતે ખ્રીસ્તમાં રહે છે તે માણસની જીવવૃત્તિ કરતાં ચઢીઆતી વૃત્તિ બીજી છેજ નહિ.

ઉપરની બધી વાત પરથી પરિણામ એ નીકળે છે કે, પવિત્ર આત્માના પરાક્રમથી પવિત્રાઇમાં નિત્ય આગળ ને આગળ વધવા માટે વિશ્વાસ તથા પ્રીતિ,—આ બે વાત અવશ્ય જોઇએ.

મજકુર બાબત વિષે બહુ ભારે ચેતવણી, એફેસી. ૪; ૩૦-૩૨ માં આવે છે તે જરૂર વાંચવી.

---

## ૬. મનમાંની પવિત્રાઇ વિષે.

### તમારા વિષે ઈશ્વરનો મનોરથ અનાદિકાળથી શો છે?

| | |
|---|---|
| લેવી. ૧૧; ૪૫. | રૂમી. ૬; ૪. |
| લેવી. ૧૯; ૨. | માત્થી ૫; ૪૪–૪૮. |
| ૧ પીતર ૧; ૧૫, ૧૬. | **તીતસ ૨; ૧૪.** |
| એફેસી. ૧; ૪. | ૨ કરીં. ૬; ૧૪–૧૮. |
| એફેસી. ૨; ૧૦. | ૧ થેસ્સા. ૪; ૭. |

તમારા શરીરને સુખશાંતિ મળે એ વિષે નહિ, પણ તમારા હૃદયનો અંતરભાવ (Character) સારામાં સારો નીવડે એ વિષે પ્રભુ વિશેષે કરીને ઇચ્છા રાખે છે. મારૂં દરેક બાળક મારી સાથે સંપૂર્ણ મેળાપ હમેશાં પામ્યા કરે એવી પ્રભુ પિતાની ધારણા છે. હા, ઇશ્વરની ધારણા એ છે કે, તમે ખ્રીસ્તના જેવા થતા જાઓ, અને માણસજાતની જે પ્રકૃતિ ઇશ્વરની પ્રતિમા પ્રમાણેની હતી તે ફરીથી તમારામાં પ્રગટરૂપ દેખાય, જુઓ રૂમી. ૮; ૨૯.

આપણા સ્વામીનું જીવનચરિત્ર જે ચારે સુવાર્તામાં લખેલું છે તેનો અભ્યાસ વારંવાર કરો, એ માટે કે ઇસુના મનમાં જે પવિત્રાઇ હતી તેની પુરી અસર તમારા પોતા ઉપર વિશેષ સ્પષ્ટ તથા વિશેષ ઉંડી થાય. જુઓ, તેનામાં ઈશ્વિર પ્રત્યે કેટલી બધી વફાદારી હતી! માથે મુકેલી ફરજ પુરી પાડવા સારૂ તેનામાં કેટલી બધી આસ્થા, તેનો આનંદ કેવો અખુટ, પોતાના કામની સફળતા સંબંધી તેનામાં કેટલી મોટી આશા, દુઃખસહન કરવાની કેવી વિશાળ શક્તિ, પોતાના મન ઉપર કેવો અણહદ અંકુશ, તેની નમનતાઇ, તેની કોમળતા, તેની નિર્મળ પરિશુદ્ધતા, તેનું નિર્ભયપણું, તેની પ્રીતિનો ઉભરો, તેનું મિલનસારપણું, ન્યાયીપણા વિષે તેનો જુસ્સો, અને ઇશ્વરની સાથે નિકટ મેળાપ હોવાની પુરેપુરી ખાતરી—એ બધા ગુણ તેનામાં અપાર જણાય છે.

તે કૃપા તથા સત્યતાથી ભરપુર હતો, યોહા. ૧; ૧૪.

ખરેખરો ખ્રીસ્તી અંતરભાવ કયારે ઉપજે? પોતાની ફરજ પુરી પાડવા વિષે મનમાં સખત લાગણી પ્રથમ હોય ત્યારે, અને દેવ ઉપર વિશ્વાસ હોય તોજ એવી લાગણી ઉત્પન્ન થાય. આપણા સ્વામી ઇસુમાં તો શરૂઆતથીજ એવી લાગણી સબળ હતી. જુઓ—

| | |
|---|---|
| લુક ૨; ૪૯. | લુક ૯; ૫૧. |
| યોહા. ૯; ૪. | યોહા. ૧૧; ૮–૧૧. |

માર્ક ૮ ; ૩૧–૩૪. યોહા. ૧૨ ; ૨૭
માર્ક ૧૦ ; ૩૨–૩૪. લુક ૨૨ ; ૪૨.
યોહા. ૪ ; ૩૪. યોહા. ૧૮ ; ૧૧.

યોહા. ૧ ; ૬માં "મોકલેલો" શબ્દ આવે છે, અને એ શબ્દ તો તમામ સુવાર્તાના મધ્યબિંદુ જેવો જણાય છે. યોહા. ૪ ; ૩૪થી માંડીને તે પછીનું બધું વાંચો ; અને જે જે કલમમાં ઇસુ પોતાના સંબંધમાં "મોકલેલો" શબ્દ વાપરે છે તે બધી કલમોની નોંધ લો, તો એ શબ્દ કેટલી બધી વખત વાપરેલો છે એ જોઇને તમને અજાયબી ઉપજશે. મારે મારૂં કામ બજાવવું અને તે કામ સંપૂર્ણ કરવું અને સંપૂર્ણ થાય ત્યારેજ કામ મુકી દેવું, એટલાને માટે દેવે મને "મોકલેલો" છે, એવી ખરી તથા ઉંડી લાગણી ખ્રીસ્ત ઇસુના મંનમાં હતી. જીંદગી પુરી થવા આવી ત્યારે ઇસુ શું બોલ્યો તે વિષે જુઓ યોહા. ૧૭ ; ૪.

તમને પણ દેવે આ દુનિયામાં "મોકલેલા" છે, એ માટે કે તમે કંઇક અમુક મહાન હેતુ પુરો પાડો. દેવે તમારી જીંદગી વિષે પણ સારી યોજના ઘડી રાખી છે. ઈશ્વરને વફાદાર રહીને તમે એ યોજના પાર પાડશો શું ?

માનવનો અંતરભાવ કેટલો બધો મુલ્યવાન છે, એ પાઉલ પ્રેરિત સારી પેઠે જાણતો હતો, અને પોતાના ધર્મપુત્રોમાં ખ્રીસ્તી અંતરભાવ ઉપજે માટે તે પ્રાર્થના તથા પ્રયત્ન સદા કરતો હતો.

૧ થેસ્સા. ૩ ; ૧૨, ૧૩. ફીલીપી. ૨ ; ૧૪, ૧૫.
૧ થેસ્સા. ૫ ; ૨૩, ૨૪. કલોસી. ૧ ; ૨૮, ૨૯.
એફેસી. ૪ ; ૧૩. જુઓ, હેબ્રી ૬ ; ૧.

સદાચાર વિષે પાઉલે જે લાંબી ટીકા કરી છે તે વાંચો, એફેસી. ૪ ; ૧૭થી ૫ ; ૨૧. વળી જુઓ ગીત ૧૫. ગીત. ૨૪ ; ૩-૫. યશા. ૩૩ ; ૧૪-૧૬. મીખાહ ૬ ; ૮.

વાંચો ૧ કરીંથી. ૧૩. તમારામાં જો પ્રીતિરૂપ અંતરભાવ ન હોય તો તમારૂં બીજું બધું સર્વસ્વ નકામું સમજવું.

પાઉલ પ્રેરિત જાતે તો પછવાડે લાગીને આગળ ને આગળ વધતો જતો હતો, એ માટે કે આગળ મુકેલું ઇનામ પ્રાપ્ત કરી શકે, જુઓ ફીલી. ૩ ; ૧૦-૧૪.

એક તત્ત્વવેત્તા એવું લખે છે કે, જે કોઈ માણસ દેવને તાબે રહીને ખ્રીસ્તના કદના પરિમાણ સુધી પહોંચવાને આગળ વધતો જાય છે, કેવળ તેજ માણસ સફળતા પામે છે; જ્યાં પવિત્રાઇ ત્યાંજ ખરી સફળતા.

---

## પવિત્રાઈમાં વૃદ્ધિ પામવા સારૂ દેવે સઘળું તૈયાર રાખ્યું છે.

| | |
|---|---|
| હ.ઝ. ૩૬ ; ૨૫-૨૭. | એફે. ૧ ; ૧૭-૨૩. |
| ૧ યોહા. ૧ ; ૭. | હેબ્રી. ૭ ; ૨૫. |
| ૧ કરીં. ૧ ; ૩૦. | ફીલી. ૪ ; ૧૩, ૧૯. |
| ૧ કરીં. ૩ ; ૨૧-૨૩. | ૨ કરીં. ૧૨ ; ૯. |
| ૨ કરીં. ૯ ; ૮, ૧૫. | યહુદા ૨૪. |
| રૂમી. ૮ ; ૩૨. | ૧ કરીં. ૧૫ ; ૧૦. |
| ૨ પીત. ૧ ; ૨-૮. | એફે. ૪ ; ૨૪. |

ગીત ૧૦૪થું વાંચો, અને તેની સાથે ગીત ૧૦૩ ; ૧-૫ સરખાવો. કુદરતમાં માણસને ઈશ્વર દાતાર હાથે પુષ્કળ આપે છે. તો શું એજ ઈશ્વર આત્મિક દાન આપવામાં કૃપણતા કે કંજુસાઇ વાપરે ?

હાલમાં તમે કેવા છો તે ઇશ્વર જુએ છે એટલુંજ નહિ, પણ આગળ જતાં પ્રભુની કૃપાથી તમે કેવા થવાના છો તે પણ એ ઈશ્વર હાલમાં જાણે છે. જુઓ, યાકુબની સાથે વર્તતાં પ્રભુ કેટલો બધો ધીરજવાન રહ્યો! સ્વભાવે યાકુબ તો ખરેખર આડો તથા અધમ હતો. છતાં, પોતાના પવિત્ર

આત્મા વડે યાકુબ પર કેવી સારી અસર પાડી શકાય, હા, તે કેટલે સુધી સુધરી જાય, એ પ્રભુને માલમ હતું. આ દાખલા પરથી આપણે પોતા વિષે સમજવું કે, મારા વિષે પણ ઈશ્વર કદી નિરાશ થશે નહિ, અને હું દેવની પવિત્રાઇનો ભાગીદાર થાઉં માટે તે મારૂં શિક્ષણ પણ કર્યાં વિના રહેશે નહિ, જુઓ હેબ્રી. ૧૨; ૫-૧૩. દેવના મિત્ર થવાની લાયકી તમારામાં ઉપજાવવાની પ્રભુની ઇચ્છા છે.

**પવિત્ર થવા માટે મહાન ઉત્તેજન.**

૧ યોહાન ૩; ૧-૩. હેબ્રી. ૧૨; ૧૪.
માત્થી ૫; ૮. ૨ પીતર ૩; ૧૧-૧૪.

જે ન્યાયીપણાનો રાજા તે આવવાનો છે, કદાપિ વહેલો પણ આવે.

**સવાલ—**

(૧) ઈશ્વરે તમારા વિષે જે ઉંચી ધારણા રાખી છે તે પુરી પડે માટે તમે ખરેખરી રીતે પ્રયત્ન કરો છો?

(૨) જે જે આત્મિક બાબતમાં તમે નબળા છો તેના સંબંધમાં તમને જોઇતું નવું બળ મળે તે માટે તમે ખાસ પ્રાર્થના કરો છો?

---

## ૭. પરીક્ષણ વિષે.

૧ યોહાન ૨;૧૬ માં ત્રણ પ્રકારનાં પરીક્ષણની વાત આવે છે તે કયાં? એજ ત્રણ પ્રકારનાં પરીક્ષણની સૂચના ઉત્પ. ૩; ૬ માં અને માત્થી ૪; ૧–૧૧ માં અને માત્થી ૪; ૧-૧૧ માં આવે છે તે બતાવો.

**પરીક્ષણ કરનાર કોણ?**

**યાકુબ ૧; ૧૩, ૧૪.** ૧ કાળ. ૨૧; ૧.
ઉત્પ. ૨૨; ૧. અયૂબ ૧; ૬–૧૨.
માત્થી ૪; ૧. ૧ પીતર ૫; ૮.
લુક ૨૨; ૩૧.

## પરીક્ષણની સામે તમે બરાબર યુદ્ધ કરો છો?

જુઓ રૂમી. ૭; ૧૪–૨૫.

આ વાકયોમાં બતાવ્યું છે કે, આપણા ઉપર ધણીપણું કોણ કરે તે વિષે જુના માણસપણા તથા નવા માણસપણા વચ્ચે યુદ્ધ ચાલે છે, અને એ લડાઈનું પરિણામ શું થશે એ તો સંશય ભરેલું જણાય છે, તો પણ જુઓ ગલાતી. ૫; ૧૭. રૂમી. ૮; ૨.

તમને હેઠળ પાડવા અને દેહ તથા જગતથી થતી લાલચોને ટેકો આપવા માટે શેતાન નિરંતર તમારી પુઠે લાગે છે. માટે તમે ખ્રીસ્તને તાબે રહેવા દૃઢ નિર્ણય કરો છો ત્યારથી તમારે શેતાનની સામે યુદ્ધ કરવું પડે છે.

ગમે તે પરીક્ષણ તમારા પર આવે ત્યારે સમજવું કે, એમાં શેતાન મને લલચાવે છે, અને તે ઉપરાંત ઈશ્વર મારી કસોટી કરે છે.

આત્મિક લડાઇ સારી પેઠે લડીએ છીએ ત્યારે અંતરમાંનો સુભાવ પ્રબળ થાય છે. જેટલી વાર તમે ભુંડાઇની તરફ પીઠ ફેરવીને ભલાઇની ગમ આગળ ચાલો છો, તેટલી વાર તમે શત્રુને પાછો હઠાવીને જાતે આગળ વધતા જાઓ છો.

મારૂં પરીક્ષણ થયું એટલે મારૂં કંઈ અપમાન થયું, એમ ન કહેવાય. મારૂં પરીક્ષણ થાય છે ત્યારે બહાદુરીનું કૃત્ય કરવાની મને તક મળે છે. પરીક્ષણને તાબે ન થાઓ, કારણ કે પરીક્ષણને તાબે થવું એટલેજ પાપ.

---

## આપણા સ્વામીનું પરીક્ષણ થયું શું?

માત્થી ૪; ૧.
જુઓ માર્ક ૧; ૧૩.
યોહાન ૬; ૧૫.
માર્ક ૮; ૩૩.
લુક ૨૨; ૨૮, ૩૯-૪૬.
માર્ક ૧૫; ૪, ૫, ૩૧, ૩૨.
હેબ્રી. ૪; ૧૫.

જુઓ આપણો મોટો આગેવાન. અરણ્યમાં તે એકલો જઇને શેતાનની સામે ૪૦ દિવસ સુધી ભારે યુદ્ધ કરે છે. તેનાં મુખ્ય પરીક્ષણોમાં આ સૌથી પ્રથમ પરીક્ષણ હતું. બીજા બધા માણસો કરતાં ઈસુ વિશેષ પરખાયો, અને તમે જો તેના અનુસંગી થઈને તેને નામે આગળ વધવા ચહાશો તો તમારૂં પણ અતિઘણું પરીક્ષણ બેશક થશે. હા, પરીક્ષણ દ્વારે તમારામાં આત્મિક બળ વૃદ્ધિ પામશે. ઈબ્રાહીમ, અયૂબ, યુસફ, મુસા, દાઉદ, દાનીયેલ, પાઉલ, એઓ બધા મોટા શૂરવીર હતા, અને તે કારણ માટે તેમને ફાંદામાં સપડાવવા સારૂ શેતાને તેમનું અતિઘણું પરીક્ષણ કર્યાં કીધું.

પરીક્ષણથી અલગ રહીને જે માણસ નિર્દોષ જણાય છે તે માણસ કેમ કરીને પવિત્ર કહેવાય? પરંતુ, પરીક્ષણ ઉપર જે માણસ ફતેહ પામ્યો હોય તેજ તો પવિત્ર ખરેખર ગણી શકાય.

---

## શા માટે પરમેશ્વર તમારૂં પરીક્ષણ થવા દે છે?

એ સવાલનો જવાબ આપ્યા પહેલાં બીજો એક સવાલ પુછીએ તો સારૂં, એટલે આપણા સ્વામીનું પરીક્ષણ શા માટે થયું?

એનાં ત્રણ કારણ જણાઇ આવે છે—

(૧) ખ્રીસ્તનું પરીક્ષણ એ માટે થયું કે પવિત્ર આત્માના પ્રતાપથી તે દૃઢ રહીને શેતાન તથા દેહ તથા જગત ઉપર પુરો જય મેળવે, જુઓ માત્થી ૪; ૧–૧૧.

આપણા પર પરીક્ષણ શા માટે આવે છે? આવે છે એ માટે કે પરીક્ષણની સામે ઉભા રહીને આપણે પરીક્ષકને પગ તળે છુંદી નાખીએ.

(૨) ખ્રીસ્તનું પરીક્ષણ એ માટે થયું કે તેનામાં જે પરિશુદ્ધતા તથા સબળતા હતી તે વૃદ્ધિ પામે.

લુક ૪; ૧૩, ૧૪. — ૧ પીતર ૧; ૬, ૭.
હેબ્રી. ૨; ૧૦. — યાકુબ ૧; ૨–૪.

કુસ્તી કરતાં કરતાં બળવાન થવાય છે, તેમજ એક વાર જય મેળવવાથી બીજી વાર જય વધારે સહેલથી મળી શકે છે.

(૩) ખ્રીસ્તનું પરીક્ષણુ એ માટે થયું કે તેના જે શિષ્યોનું પરીક્ષણુ થતું હોય તેઓ પ્રત્યે તે દિલસોજી ધરાવી શકે, અને તેઓને વધારે સારી પેઠે સહાય આપી શકે.

હેબ્રી. ૨; ૧૭, ૧૮. — લુક ૨૨; ૩૨.
હેબ્રી. ૪; ૧૫, ૧૬. — ૨ કરીં. ૧; ૪.

ઉપરની બધી વાત પરથી માલમ પડયું હશે કે, ખ્રીસ્તનું પરીક્ષણુ શા માટે થયું હતું. હવે આપણા પર પરીક્ષણુ શા માટે આવે છે તે વાતનો ખુલાસો એ વાત પરથી મળી આવે છે.

---

તમારૂં પરીક્ષણુ કાળાંતરે ઓછું ને ઓછું થતું જશે એવું ધારવું નહિ. તેથી ઉલટું, તમે જેમ જેમ સાંકડા માર્ગમાં આગળ વધતાં જશો, તેમ તેમ તમારૂં વધારે ને વધારે પરીક્ષણુ થતું જશે. ખ્રીસ્તના સૈનિકને જે લડાઈ રોજ રોજ, હા, ઘડીએ ઘડીએ કરવી પડે છે તેને ખાઇઓમાંની લડાઈની ઉપમા આપી શકાય. હવે જે શત્રુની સામે તમારે લડવાનું છે તે તો ખાઇમાં સંતાઈ રહે છે ખરો, પરંતુ દરેક પરીક્ષણુમાં એવી તક રહેલી છે કે જેનો લાભ લીધાથી તમે પ્રભુની સેવા કરવા સારૂ વધારે બળવાન, વધારે શુદ્ધ તથા વધારે હોશીઆર નીવડશો, અને શત્રુને ઠેર મારવાને શક્તિવાન થશો.

સવાલ—યોહાન ૧૭; ૧૫ માં જે ખાસ બોધ રહેલો છે તે શોધી કહાડો.

---

# ૮. વિજય પામવાના મુખ્ય ઉપાયો.

**તમારા શરીરનું અર્પણ કરવું.**

રૂમી. ૬ ; ૧૩, ૧૬, ૧૯.

**રૂમી. ૧૨ ; ૧.**

૧ કરીં. ૬ ; ૧૯, ૨૦.

આ ઉપાય વિશેષે કરીને જેઓ પ્રભુની નોકરીમાં જોડાયા છે તેઓને અર્થે છે. રાજાધિરાજના નોકર તમે થયા છો કે નહિ? તમારા શરીરના અવયવોદ્વારે તમે કોઇક ધણીની તો સેવા કરો છો. યાદ રાખશો કે તમારાથી બે ધણીની સેવા કદી થઇ શકશે નહિ. જે માણસ એક હાથે ખ્રીસ્તનું ગ્રહણ કરવા જાય અને બીજા હાથમાં પાપ ઝાલી રાખે તે માણસ પોતાનું બધું ઉથલપાથલ કરી નાખે છે, અને ખરૂં કહીએ તો એકલા શેતાનની સેવા બજાવે છે. તમે પોતે પોતાના શરીરનાં માલિક નથી; પણ જે ખ્રીસ્તે ખંડણી ભરી આપી તે ખ્રીસ્ત એકલો તમારા શરીરનો સ્વામી તથા ધણી છે. બે માર્ગની વચ્ચે ઉભા રહેવાને પ્રયત્ન ન કરો.

ચોકસપણે તમે ખ્રીસ્તને પસંદ કરી લો, અને પછી દેવ-પુત્રને તમારૂં શરીર અર્પી દો. પાપનાં જે જે બંધનથી તમે બંધાયલા છો તે સર્વ બંધન ખ્રીસ્ત ઇસુ તોડી શકે છે, હા, તોડીને તમને છોડાવશે, જો તમે તેને એમ કરવા દેશો તો.

દરરોજ પ્રભાતે વધસ્તંભ આગળ તમારાં પાપ નાખો, અને પછી તે દિવસને લગતી બધી બાબતો પ્રભુના હાથમાં સોંપો. ખ્રીસ્ત મુઓ એટલામાં તમે પાપ સંબંધી મરણ પામ્યા, અને સજીવ થએલા ખ્રીસ્તમાં રહીને તમે ખ્રીસ્તને અર્થે નવું જીવન પામ્યા છો એવું તમે ગણો. જુઓ—

રૂમી. ૬ ; ૨,૩,૪,૫,૧૧,૧૨.

૨ કરીં. ૫ ; ૧૪,૧૫.

ગલા. ૬ ; ૧૪.

## તમારા આગેવાન પર સંપૂર્ણ ભરોસો રાખવો.

વાંચો હેબ્રી. ૧૧ ; ૧ થી ૧૨ ; ૪.

આ વાકયોમાં સંકટ તથા પરીક્ષણ વખતે જે જે જીત મેળવવામાં આવી હતી તે વિષેની કેટલીએક સૂચનાઓ મળી આવે છે. ઇબ્રાહીમનું તથા મુસાનું જે પરીક્ષણ થયું અને તેમના પર જે સંકટો આવ્યાં તે ઉપર લક્ષ લગાડો, જુઓ કલમ ૮–૧૯ અને કલમ ૨૪--૨૯.

જે માણસ ખરો વિશ્વાસ કરે છે તે તો અજાયબ જેવાં સાહસકૃત્યો કરી શકે છે તે વિષેની વાત કલમ ૩૨-૩૮માં આવે છે.

ઉપલા ફકરામાં "વિશ્વાસ" શબ્દ કેટલી બધી વાર નજરે પડે છે! નિર્મેલી દોડ અંત સુધી દોડવા સારૂ આપણને સામર્થ્ય મળે માટે દેવને જમણે હાથે બેઠેલા ઇસુ ખ્રીસ્તની ગમ જોતા રહો. એમાં ફતેહ પામનારો વિશ્વાસ રહેલો છે, જુઓ હેબ્રી. ૧૨ ; ૧,૨. સરખાવો હેબ્રી. ૧૧ ; ૧૦, ૨૭.

(૧) ખ્રીસ્ત પોતાના અનુસંગીઓના લાભમાં સોંપેલું કામ પુરૂં કરે છે.

ખ્રીસ્ત તેમને સારૂ વકાલત કરે છે, હેબ્રી. ૪ ; ૧૫, ૧૬: ૭ ; ૨૫. એજ વકાલતને લીધે બેસુમાર શુભ ફળ નીપજે છે. પડી ગએલા પીતરને સારૂ ઇસુએ પ્રાર્થના કીધી, અને ઇસુની પ્રાર્થનાને લીધેજ પીતર ફરી ઉભો થઇ શકયો એમ કહેવાય. જુઓ લુક ૨૨ ; ૩૧, ૩૨.

ખ્રીસ્ત પરીક્ષણની હદ બાંધનાર છે, અયૂબ ૧ ; ૧૨ : ૨ ; ૬. ગીત. ૧૦૩ ; ૧૩, ૧૪. યોહા. ૧૦ ; ૨૭-૨૯. ૧ કરીં. ૧૦; ૧૩. જુઓ નિર્ગ. ૧૩ ; ૧૭, ૧૮.

શેતાન સમર્થ છે, પણ સર્વસમર્થ નથી. શેતાનથી આપણું પરીક્ષણ ઈશ્વર થવા દે છે; છતાં ઇશ્વર એ પરીક્ષણની હદ ઠરાવે છે. પરીક્ષણ સમયે આપણે કેટલે સુધી ટકી શકીશું

તે ઇશ્વર જાણે છે. પ્રભુ આપણા શત્રુને અમુક હદ સુધી જવા દે ખરો; પરંતુ તે હદ ઓળંગીને આગળ વધવા દે નહિ.

(૨) સ્વામીના હાથમાં તમારૂં સર્વસ્વ સોંપો, ૨ તીમો. ૧; ૧૨. ૧ પીત. ૪; ૧૯. જુઓ ગીત. ૨૫; ૧૫. યહુ. ૨૪.

(૩) આપણા સ્વામીનું સૈન્ય જીત પર જીત પામતું આવ્યું છે, અને તમારે પણ એ સૈન્યના સિપાઈ રહીને જીત મેળવતા જવું જોઇએ.

| | |
|---|---|
| પ્રક. ૨; ૭, ૧૭, ૨૬. | રૂમી. ૮; ૩૭. |
| પ્રક. ૩; ૫, ૧૨, ૨૧. | ૨ કરીં. ૨; ૧૪. |
| ફિલી. ૪; ૧૩. | ૧ યોહા. ૪; ૪, ૫. |

તમારૂં ઘેરી લેનાર પાપ જ્યારે તમારા પર નવેસરથી હુમલો કરે ત્યારે પોતાના મનમાં તમે નીચે મુજબ બોલો તો સારૂં. એટલે, અગાઉ બીજા સિપાઇઓ ભલે હાર પામ્યા હોય, છતાં મારો આગેવાન એવું નિશ્ચે ધારે છે કે મારે તો જીત પામવીજ, અને જ્યાં તે સિપાઇઓ પાછા પડ્યા ત્યાં અમારે તો વિશેષ આગળ વધવું. તમારા આગેવાનની આ ધારણા તમે પાર પાડશો? તમારા વિષે તે એવી ખાતરી રાખી શકે શું?

### અગાઉથી શસ્ત્રસજીત થવું.

જાથુ પ્રાર્થના કરો, માત્થી ૨૬; ૪૧. ૧ પીત. ૪; ૭.

એફેસી. ૬; ૧૦–૧૮ માં વર્ણવેલાં દેવનાં સર્વ હથીઆર લો. દરેક શસ્ત્રમાં શું શું સુચવેલું છે તે ધ્યાનમાં લો, અને પછી તે હથીઆર પહેરી લો.

સુકાળમાં તેમજ અકાળમાં પ્રાર્થના કરો. પરીક્ષણનો હુમલો ઓચિંતો આવે કે તરત ઈશ્વર આગળ વિનંતીનો ઉદ્દગાર કહાડો. પછી ગીત ૪૬; ૧ માં તથા યશા. ૫૯; ૧૯ માં જે બોધ રહેલો છે તે તમે સારી પેઠે સમજી શકશો. વાંચો માત્થી ૧૪; ૩૦, ૩૧.

યુદ્ધ બરોબર કરી શકાય માટે જોઇએ તેટલો દારૂગોળો સંઘરીને તૈયાર રાખો.

જો તમે શાસ્ત્રાભ્યાસ તથા પ્રાર્થના કર્યા કરશો અને અનુભવસિદ્ધ પાઠ મનમાં સાચવી રાખશો તો તેથી આત્મિક દારૂગોળાનો સંગ્રહ તમારી પાસે પુષ્કળ થશે, અને શત્રુના અણધાર્યાં હલ્લા પાછા હઠાવવાને માટે તમારી પાસે પુરતાં સાધન મળી આવશે.

શાસ્ત્રમાંની જે જે વાતોનો અમલ તમે અગાઉથી કરતા આવ્યા હશો તે તે વાતોદ્વારે પવિત્ર આત્મા તમને પરીક્ષણ વખતે સહાય કરશે.

દૈનિક શાસ્ત્રાભ્યાસને માટે તથા એકાંતની પ્રાર્થનાને માટે તમે જે ટુંકી મુદ્દત ઠરાવી રાખી હોય તે મુદ્દત બહુ કાળજીથી સાચવી રાખો.

આપણી જીવવૃત્તિ બળવાન તથા દૃઢ થાય માટે સૌથી મુખ્ય ઉપાય એ છે કે, ઈશ્વરની સાથે આપણે એકાંતમાં નિકટ મેળાપ રાખવો, જુઓ યશા. ૪૦ ; ૩૧. માર્ક ૧ ; ૩૫.

### જાગૃત રહેવું.

તમારે જરૂર કામે વળગવું. તમારે જીત મેળવવી હોય તો અક્કલહોશિયારીનો ઉપયોગ વિશેષ કરવો. તમારી ચારે ગમ શત્રુઓ ઉભા છે, માટે આરામની વાતજ કરવી નહિ તમારી પાસે જે કંઈ હોય તે સર્વનો ઉપયોગ કરીને લડો. સાવધ તથા જાગૃત રહો. તમારી બુદ્ધિ તથા ઇચ્છાશક્તિ તથા વિશ્વાસ, એ સર્વને કામમાં લો. વિજય મેળવવાનો પાકો ઠરાવ કરો, અને તમારો શત્રુ જે જે કુયુકિત યોજી કહાડે તેના જવાબમાં તમે પણ પ્રતિયુકિત તૈયાર રાખો.

(૧) જગત તે એક શત્રુ છે. તે તો તમારી આસપાસ ફાંદા પાથરીને તથા લાલચો બતાવીને તમારૂં પરીક્ષણ કરે છે.

બરાબર સાવધ રહો, રખેને તે તમને પોતાના ફાંદામાં સપડાવે.

હેબ્રી. ૧૧; ૨૪-૨૬. ૧ યોહાન ૨; ૧૫.
૨ તીમોથી ૨; ૪. દષ્ટાં. ૪; ૧૪, ૧૫, ૨૩-૨૭.

જો વિજય પામવા ચહાતા હો તો તમારી આંખ, તમારૂં મુખ, તમારા પગ, અને વિશેષે કરીને તમારૂં હૃદય કબજે રાખો. જે સ્થળે પરીક્ષણ તમારા ઉપર હુમલો કરવા સંતાઇને બેઠું છે તે તરફ જવું એમાં તદ્દન મુર્ખાઈ છે. કેટલીએક બાબતો એવી છે કે જે જાતે ભુંડી ન કહેવાય, તો પણ પોતાની ખાતર નહિ તો બીજા ભાઇઓની ખાતર તેથી અલગ રહો.

ઈશ્વર સાથેની સંગતને આડે આવે અથવા તમારી આત્મિક જીંદગીને હાનિ પહોંચે, એવું તમે કોઇ કોઇ વેળા કરો છો શું?

જે પુસ્તક કે સ્થળ કે મિત્રથી ઇશ્વર સાથેનો તમારો મેળાપ ઓછો થાય છે અથવા ખ્રીસ્ત તમને ઓછો વહાલો લાગે છે અથવા સનાતન જીવન ઓછું મુલ્યવાન લાગે છે તે પુસ્તક તથા તે સ્થળ તથા તે મિત્રથી અલગ રહો.

પાઉલ તો એ કરતાં પણ વધારે સખત નિયમ આપે છે. પોતાને તો શું, પણ પોતાના ભાઈને જેથી હાનિ થતી હોય તેથી અલગ રહેવું. મારી વર્તણુકથી મારા ભાઈનું સંસ્થાપન થાય છે કે નહિ, એ કસોટી પર બધી બાબત કસી જોવી, જુઓ ૧ કરીં. ૬; ૧૨ : ૭; ૩૧ : ૮; ૯, ૧૩ : ૯; ૧૨ : ૧૦; ૨૩. રૂમી. ૧૪; ૨૧ : ૧૫; ૧-૩. આ કસોટી પર આપણે પોતાની જીવવૃત્તિ આણવી. અમુક કામ કરી શકાય કે ન કરી શકાય એ વિષે તમારા મનમાં શક ઉપજતો હોય તો શું કરવું? આ કામ ખોટું છે કે નહિ, એવો સવાલ પુછવાને બદલે બીજો સવાલ મનમાં પુછો કે, આ કામ કરવાથી બીજા ભાઇને ટેકો મળશે કે નહિ? જુઓ ગલાતી. ૬; ૧૪.

(૨) શેતાન નામે બીજો એક શત્રુ છે. તે તો આપણી પાસે ઉભો રહીને કાનમાં અસત્ય બોલ્યા કરે છે.

સાવધ રહો, અને તેની સામે ઢાલ ધરીને દઢ થાઓ, યાકુબ ૪; ૭. ૧ પીતર ૫; ૮, ૯. વળી એફેસી. ૬; ૧૬.

(૩) જે ત્રીજો શત્રુ તેને દેહ કે જુનું માણસપણું કહે છે. આ શત્રુ આપણી માંહે રહીને કુવાસના ઉપજાવે છે. એ તો જાણે કે આપણા સૈન્યમાં રહીને દંગાખોર સિપાઈ નીકળે છે.

આ જુના માનવપણાને ઠેર મારી નાખો, માર્ક ૮; ૩૪, ૩૫. ગલાતી. ૫; ૨૪.

જે ભડકો તમારે હોલવી નાખવો છે તેના ઉપર શું કરવા તેલ રેડવું? રૂમી. ૧૩; ૧૪. ૧ પીતર ૨; ૧૧.

---

# વ્યવહારને સારૂ ઉપયોગી સૂચનાઓ.

## પરીક્ષણ શરૂ થવા લાગે ત્યારથીજ તેની સામે થવું.

પરીક્ષણ પર આપણે કયારે જય પામીએ? લાલચની વસ્તુથીજ કેવળ નહિ, પણ લાલચની ગમ ખેંચાઇ જનાર મનથી સાવધાન રહીએ ત્યારે. બાહ્ય વસ્તુની સામે નહિ, પણ વિશેષે કરીને મનની ભાવનાની સામે આત્મિક યુદ્ધ ચાલે છે. બન્યનકૃત પુસ્તકમાં જેને આત્માપુર કહે છે તે નગરની ભાગળો બરાબર સાચવવી જોઇએ. એટલે પોતાની આંખ તથા કાન તથા મુખ પર સખત ચોકી રાખવી. એવું કરીએ તો શત્રુ આત્માપુરમાં પગપેસારો કરી શકશે નહિ. ભુંડાઈની ગમ ખેંચનારી વસ્તુથી તમારી આંખ ફેરવો. નઠારા વિચાર ઉપજાવનાર વાર્ત્તા પ્રત્યે બહેરા થાઓ. ઠોકર ખવાડનાર તથા અશુદ્ધ વિચારો ઉત્પન્ન કરનાર આહાર તથા પાનથી પરહેજ રહો. જોખમભરેલા સ્થળમાંથી નાસી જાઓ. જુઠ તથા અપશબ્દ બોલવાનું પરીક્ષણ થાય ત્યારે ગીત. ૧૪૧; ૩-માંની પ્રાર્થના ઉચ્ચારો.

## કામકાજ કર્યા કરવું.

જો તમારૂં મન સુસ્ત હોય તથા હાથ કામ વિનાના હોય, તો શેતાન પરીક્ષણુ વખતે તમારા પર જીત પામે એવો સંભવ છે. શુભ વિચાર તમે કરવા માંડશો, તોજ અશુભ વિચાર તમારા મનમાંથી નીકળી જશે. ત્યારે તો ઉંચી ધારણા તથા ઉત્તમ વિચારો મનમાં ભરી રાખો. આળસમાં વખત ન ગુમાવો, પણુ તેને બદલે ગમે તે મનપ્રિય કામ પસંદ કરીને તે કામ કરવામાં તમારો વખત ગાળો. રમતની વખતે મન મુકીને રમો. બનતાં સુધી ખુલ્લી હવામાં રહો. તમારી જીંદગીરૂપ વહાણનું સુકાન પોતાને કબજે રાખો, અને એ વહાણને ગમે ત્યાં રખડવા ન દો. જે માણસ કામકાજમાં નિત્ય તલ્લિન રહે છે તે માણસ ઘણે ભાગે સલામતીમાં હોય છે. સર્વ ઉપરાંત, ઇસુ ખ્રીસ્તનું રાજ્ય સર્વત્ર ફેલાવો પામે એ માટે બનતાં સુધી મહેનત કરો, ફીલી. ૪ ; ૮. કલો. ૩ ; ૨. ગલા. ૫ ; ૧૬. રૂમી. ૧૩ ; ૧૪. ૨ થેસ્સા. ૩ ; ૧૦-૧૨.

## સારૂં મિત્રમંડળ પસંદ કરવું.

મિત્રાચારીથી જે ફાયદા કે ગેરફાયદા નીપજે છે તે જોઇને તમે અજાયબ થશો, દષ્ટાં. ૧૩ ; ૨૦ : ૨૪ ; ૧૮. ઠોકરરૂપ મિત્રને અવશ્ય તજી દો, નહિ તો એવા મિત્રથી તમારો તથા કદાપિ તેના જીવનો પણ નાશ થશે. યહોશાફાટ રાજાએ અયોગ્ય મિત્રાચારી બાંધી તેથી કેટલું બધું નુકશાન ભોગવવું પડયું ! ૨ કાળ. ૧૮ ; ૧ : ૧૯ ; ૨. ૨ કરીં. ૬ ; ૧૪. તેથી ઉલટું, યોનાથાનની સાથે દાઉદે મિત્રાચારી બાંધી તેથી કેટલાં બધાં શુભ ફળ નીપજ્યાં ! તમારાં મિત્રમંડળમાં દેવ પોતે દાખલ થવા ઇચ્છે છે. જે જે મિત્રો તમે પસંદ કરો છો તેઓ કેવા છે એ ઉપર ધ્યાન લગાડો.

## તમારા શરીરને દબાવવું તથા વશ કરવું.

૧ કરીં. ૯ ; ૨૭. મુક્કામુક્કીની કસરતમાં પાઉલ પ્રવિણુ હતો. પણુ કોને મુક્કી મારીને તે દબાવતો ? બીજા કોઇને

નહિ, પણ પોતાને. પોતાની ઇચ્છા પુરી નહિ પાડતાં અને નિત્ય સ્વદમન કરતાં તે પોતાના દેહને સંપૂર્ણ રીતે કબજે રાખતો હતો. જોઇએ તેટલું પાસે હોય, તો તેથી વિશેષ શું કરવા જોઇએ. દેહની તેની મરજી મુજબનાં સઘળાં વાનાં પુરાં પાડતા જઇએ છીએ, ત્યારે શેતાનને આપણું પરીક્ષણ કરવાની સારી તક મળે છે. ખબરદાર રહો, દેહ તમારા આત્મા ઉપર ધણીપણું કરે. એથી ઉલટું, તમારો આત્મા તમારા દેહનો ધણી હોવો જોઇએ. જે માણસ દેહની બધી માગણીઓને તૃપ્ત કરે છે તે માણસ જરૂર નબળો થશે; માટે સાવધ રહો. મોડી રાત સુધી ઉજાગરો કરવાને બદલે વહેલા પથારીમાં સુઈ જાઓ. આ નિયમ પાળશો, તો આત્મા તથા શરીર બન્ને ઘણુંકરીને સાજાંતાજાં રહેશે; અને તે ઉપરાંત, બીજે દિવસે સવારે તમે વહેલા ઉઠી શકશો; પછી તે દિવસનું કામ કરવા માંડયા પહેલાં એકાંતમાં પ્રભુની સાથે સમાગમ કરવા સારૂ તમને સારી તક મળશે.

---

## પરીક્ષણ ચાલુ હોય ત્યારે ધ્યાનમાં રાખવાજોગ પાંચ વાત.

(૧) પુરૂષાર્થે લડો, અયૂબ ૩૮; ૩. યુદ્ધ કરવા માટે સજેલા રહો, અને જે કાંઈ સંકટ આવી પડે તે સારી પેઠે સહન કરો, જીંદગી મિષ્ટાન્ન ખાવામાં ગાળવાને બદલે શુદ્ધ પ્રયુદ્ધ ચલાવો, ૨ તીમોથી ૨; ૩.

(૨) ઇનામ મળે માટે હજી વધારે પ્રયત્ન કરો, પ્રકટી. ૨; ૭, ૧૦, ૧૭, ૨૫, ૨૬: ૩; ૫, ૧૧, ૧૨, ૨૧. યાકુબ ૧; ૧૨. સંગ્રામ મધ્યે રહીને જેઓ બહાદુરી કરે છે તેઓનેજ માટે ઈનામ રાખી મુકેલાં છે.

(૩) હું જય પામીશ, એવી ખાતરી મનમાં રાખો, ૧ યોહાન ૪; ૪: ૫; ૫. આ સંગ્રામમાં તો ગૌરવનો રાજા જે સૌથી મોટો આગેવાન તે તમારો સરદાર છે. લડાઇનો

અંત આવે ત્યાં સુધી ઇસુ આપણો સેનાપતિ છે. આપણે વિજય ન પામીએ ત્યાં સુધી તે પોતાના હોદ્દાનું રાજીનામું આપશે નહિ.

(૪) રણક્ષેત્રમાંનું કોઇક અમુક સ્થળ ખ્રીસ્તને માટે તમે સાચવી રાખો, ૧ પીતર ૫; ૯. તમે તો જે સ્થળે પોતે ઉભા છો ત્યાંનીજ વાત જોઈ શકો છો; બીજાં સ્થળોની સ્થિતિ વિષે તમે અજાણ છો. યાદ રાખો કે જે જગ્યાએ તમે છો ત્યાંજ કદાપિ શત્રુનો ખાસ ધસારો આવી પડે. (ખ્રીસ્તના ખરા સૈનિકો તો પુષ્કળ માર વેઠી શકે છે), માટે પોતાને સ્થળે તમે ટકી રહો. જો તમે તમારી જગ્યાએ ટકી રહેશો, તો તમારા સોબતીઓ બીજે સ્થળે જીત મેળવતાં આગળ વધી શકશે.

(૫) કદી નિરાશ થાઓ નહિ, ૨ રાજા. ૬; ૧૬, ૧૭. ગીત. ૩૪; ૭. સૈન્યોના યહોવાહનું અદૃશ્ય લશ્કર તમને ચોતરફ ઘેરી રહ્યું છે. તમારા શત્રુઓની સંખ્યા અતિ ઘણી હોય, તો પણ મનમાં આનંદ તથા હિમ્મત રાખો. એમ કરતા રહેશો તો જરૂર વિજય પામતા જશો.

---

## પરીક્ષણ પસાર થયા બાદ ધ્યાનમાં રાખવાજોગ ત્રણ વાત.

(૧) હારી ગએલો શત્રુ ફરીથી હુમલો કરવા કદાપિ આવે માટે સાવચેતી રાખો, ૧ કરીં. ૧૦; ૧૨. વારંવાર એવું બને છે કે જીત પામ્યા પછી જીત પામેલા માણસો ફુલાઇ જઇને ઢીલા પડે છે; અને તેજ પ્રસંગે શત્રુને નવો હુમલો કરવાની સારી તક મળે છે. જેનામાં અભિમાન પેઠું તેનામાં શેતાન પેઠો, એમ કહી શકાય. તમે જીત પામો કે તરત ઇશ્વરની ઉપકારસ્તુતિ કરો અને તેના પર હજી પણ આધાર રાખતાં નમ્રતાએ ચાલો; જુઓ દૃષ્ટાં. ૨૮; ૧૪.

(૨) તમે પડી ગયા હો, તો ફરીથી ઉઠીને ઉભા થાઓ, મીખા. ૭; ૮. ૧ યોહા. ૨; ૧, ૨. ગીત. ૩૭; ૨૪. પરીક્ષણુ સમયે જો કદી તમે પડી ગયા હો, તો ઇશ્વરના પગ પાસે આવીને માફી માગો અને તેને નામે લડવા નીકળો, અને પછી પરાજયને બદલે તમે વિજય પામશો. તમે પડી ગયા હો ત્યારે તમને કદાચ એવું લાગશે કે, પ્રભુની કૃપા હવે મારી પાસેથી લઇ લેવામાં આવી છે ( અને એવા વિચારને લીધે તમારા મનમાં ખેદ નહિ તો નિરાશા ઉપજશે ), પરંતુ એવું ધારવું નહિ, વાંચો યોહા. ૬; ૩૭. વળી પ્રકટી. ૧૨; ૧૧ માં જે ભારે બોધ રહેલો છે તે ધ્યાનમાં લો. તમારો જે સદાનો મિત્ર છે તેના પર પુરો ભરોસો રાખો, અને તેની સરદારી તળે રહીને તમે ખોવાએલી બધી ભૂમિ ફરીથી મેળવી શકશો.

(૩) ગતકાળમાં જે થઇ ગયું કેવળ તેનુંજ મનન તમે ન કરો: અગાઉ તમે જય પામ્યા હો કે પરાજય તો તેમાં શું? પ્રભુ જ્યારે તમને માફી આપે છે ત્યારે ગતકાળમાંનું તમારૂં જે બધું તે તે વિસરી જાય છે. ત્યારે તમે પણ પોતાનું આગલું બધું વિસરી જાઓ, અને આગળ વધો, ફીલિ. ૩; ૧૩, ૧૪.

---

## ૯. શાસ્ત્રાભ્યાસ વિષે.

**પવિત્ર શાસ્ત્ર દેવનું વચન છે શું?**

નિર્ગ. ૨૦; ૧. યોહા. ૧૭; ૮, ૧૪. ૨ પીત. ૧; ૨૧.

---

**શાસ્ત્રમાંના આત્મિક બોધનો અર્થ શિખવનાર કોણુ?**

ગીત. ૧૧૯; ૧૮. યોહા. ૧૬; ૧૩.
યોહા. ૧૪; ૨૬. ૧ યોહા. ૨; ૨૭.

કોઇ પણ વિચાર સૂચવવો હોય તો શબ્દદ્વારે સૂચવી શકાય. હવે, કેટલા બધા શબ્દો પવિત્ર શાસ્ત્રમાં રહેલા છે! શાસ્ત્રમાં

વિવિધ ૬૬ પુસ્તકો સમાએલાં છે. પુસ્તકોના રચનારાની સંખ્યા આસરે ૪૦ છે. રચનારાઓ એક બીજાથી જુદા સ્વભાવના હતા, અને એક બીજાથી જુદા હેતુ મનમાં રાખીને લખતા હતા. લખાણ પણ જુદે જુદે વખતે થયું. સૌથી પ્રથમ પુસ્તક લખવામાં આવ્યું ત્યાર પછી આસરે ૧૫૦૦ વરસ બાદ છેલ્લામાં છેલ્લું પુસ્તક રચવામાં આવ્યું હતું.

ઇતિહાસ, જીવનચરિત્ર, બોધભાષણ, પત્રો, કાવ્યો, દષ્ટાંતો, એવાં તરેહ તરેહનાં લખાણ પવિત્ર શાસ્ત્રની માંહે છે. પ્રભુ કોણ તથા કેવો છે અને પ્રભુની ઇચ્છા તથા નિયમો કેવા છે, એ વાત મનુષ્યોને જણાવવા સારૂ પ્રભુએ શાસ્ત્ર રચનારાઓને પોતાની પ્રેરણાથી પ્રેર્યા. પરંતુ, શાસ્ત્રમાં જે સૌથી મુખ્ય તથા ઉત્તમોત્તમ વાત છે તે તો પ્રભુ ઇસુ ખ્રીસ્ત વિષેની છે; તે એ કે જે ખરો દેવપુત્ર તથા એકજ જગત્રાતા તેના જીવન તથા મરણની હકીકત.

જેમ જેમ તમે શાસ્ત્રાભ્યાસ તથા મનન કરશો તેમ તેમ પ્રભુ પાસેથી નીકળતી નિર્મળ પ્રીતિ તથા શુદ્ધ વિચાર પવિત્ર આત્માની મારફતે તમારા હૃદયમાં આવી વસશે, જુઓ યશા. ૫૫ ; ૮, ૯.

## શાસ્ત્રનો અભ્યાસ કરવાથી નીપજતાં શુભ ફળ.

| | |
|---|---|
| ૧ પીત. ૧ ; ૨૩. | ગીત. ૩૭ ; ૩૧. |
| યાકુ. ૧ ; ૨૧. | યોહા. ૮; ૩૧, ૩૨. |
| ગીત. ૧૦૭ ; ૨૦. | યોહા. ૧૫ ; ૩. |
| હેબ્રી. ૪ ; ૧૨. | યોહા. ૧૭ ; ૧૭. |
| ગીત. ૧૯ ; ૭,૮. | ૧ પીત. ૨ ; ૨. |
| ગીત. ૩૭ ; ૩૧. | ગીત. ૧ ; ૨, ૩. |
| ગીત. ૧૧૯ ; ૯, ૧૧, ૯૮, ૧૩૦. | પ્રે. કૃ. ૨૦ ; ૩૨. |
| | ૨ તીમોથી ૩ ; ૧૫, ૧૭. |

## શાસ્ત્ર પ્રત્યે તમારી ફરજ શી?

૧. શાસ્ત્ર પ્રત્યે આતુર અપેક્ષા રાખવી.

૧ પીતર ૨; ૨. ગીત ૧૯; ૧૦. ગીત ૧૧૯; ૭૨, ૧૨૭, ૧૦૩, ૧૩૧, ૯૭, ૧૬૭.

૨. શાસ્ત્રની ચોકસાઇથી તપાસ કરવી.

પ્રે. કૃ. ૧૭; ૧૧, ૧૨.

૩. શાસ્ત્રનું નિરંતર મનન કરવું.

ગીત ૧; ૨. ગીત ૧૧૯; ૧૫, ૪૮, ૯૭. યહોશુ. ૧; ૮.

૪. શાસ્ત્રમાંની આજ્ઞા તરત માથે ચઢાવવી.

નિર્ગ. ૨૪; ૩-૮. યહોશુ. ૧; ૮.
હઝકી. ૩૩; ૩૦-૩૩. યાકુબ ૧; ૨૨.
માત્થી ૭; ૨૪. યોહા. ૧૪; ૧૫, ૨૧, ૨૩.
યોહાન ૭; ૧૭. પુન. ૧૧; ૨૬-૨૮: ૨૯; ૨૯: ૩૦; ૧૧-૧૪.

પુનર્નિયમના ૨૮ મા અધ્યાયમાં આજ્ઞાંકિતપણા વિષે જે વાત આવે છે તે ઉપર પુરતું ધ્યાન આપો. પ્રભુના હુકમ પાળવા, એ બાબત ઉપર ગમે તેટલો ભાર મુકીએ તે ઓછું.

ઉપર વર્ણવેલી ફરજ તમે પુરી કરશો તો તમારો આત્મા ખરેખર બળવાન થશે, યિર્મે. ૧૫; ૧૬. ગીત. ૧૧૯; ૧૬૫.

ઉપલી ચાર બાબત વિષે ગીત. ૧૧૯ માં જે જે વાત આવે છે તે બધી શોધી કહાડો.

---

**સવાલ—**

(૧) પવિત્ર શાસ્ત્રને દીવો, અગ્નિ, હથોડો, તથા તરવાર, એવી ઉપમા આપેલી છે. હવે એ ઉપમા શાસ્ત્રમાંનાં કયાં કયાં વાકયોમાં આવે છે તે બતાવો.

(૨) આપણને શાસ્ત્ર આપવામાં ઈશ્વરનો સૌથી મોટો હેતુ શો છે?

(૩) મનન તથા પ્રાર્થનાસહિત શાસ્ત્રાભ્યાસ કરવામાં કેટલો વખત દરરોજ ગાળવો તમને યોગ્ય લાગે છે?

---

# ૧૦. પ્રાર્થના વિષે.

## પ્રાર્થના શાના આધારે કરવી?

જુઓ ઉત્પ. ૪; ૪. એક માણસ ઇશ્વરનું ભજન કરતો બેઠો છે; ત્યાં ઘેટાનું લોહી વહેવડાવવામાં આવ્યું છે; અને યજ્ઞાર્પણનો ધુમાડો ઉપર ચઢે છે. એ ધુમાડાની સાથે ભક્તની પ્રાર્થના પણ આકાશ તરફ ઉંચી જાય છે.

માનવની પ્રાર્થના પ્રભુની આગળ માન્ય થાય માટે શું અવશ્ય જોઇએ? એ સવાલનો જવાબ નીચેનાં બે વાક્યમાંથી મળી આવે છે. એટલે—

લુક ૧૧; ૧૩. ઇશ્વર આપણો "બાપ" છે.
હેબ્રી. ૧૦; ૧૯. ઇસુએ "લોહી" વહેવડાવ્યું છે.

જ્યારે ઇસુ વધસ્તંભ પર મરણ પામ્યો તેજ વેળાએ મંદિરમાંના પરમપવિત્રસ્થાન આગળના પડદાના બે ભાગ થયા. તેમાં એવું સુચવેલું છે કે હવે તો ઇસુની મારફતે પ્રભુની હજુરમાં આવવા સારૂ સર્વ લોકને માટે દ્વાર ઉઘડ્યું છે, માત્થી ૨૭; ૫૦, ૫૧. હેબ્રી. ૧૦; ૧૯, ૨૦.

આ વાત મનમાં રાખીને આપણે આરાધના તથા ઉપકારસ્તુતિ કરતાં પ્રાર્થના કરવા લાગીએ, પ્રકટી. ૫; ૧૨, ૧૩.

(૧) પ્રાર્થના કરવાનું પ્રભુ આપણને કહે છે.
વિર્મે. ૩૩; ૩. માત્થી ૭; ૭. યોહા. ૧૬; ૨૪.

(૨) પ્રાર્થના કરવા સારૂ પ્રભુ આપણને ઉત્તેજન આપે છે.

| | |
|---|---|
| યશા. ૬૫; ૨૪. | રૂમી. ૧૦; ૧૨, ૧૩. |
| માત્થી ૬; ૮. | એફે. ૩; ૨૦, ૨૧. |
| માત્થી ૭; ૮. | હેબ્રી. ૪; ૧૪-૧૬. |

---

## પ્રાર્થના કરવાનો હેતુ.

(૧) પ્રાર્થના કરવી એ માટે કે ઇશ્વર સાથે વધારે નિકટ સંબંધ બંધાય.

ઉત્પ. ૧૮ ; ૧૭-૧૯. માત્થી ૧૧ ; ૨૭.
નિર્ગ. ૩૩ ; ૧૧. યોહા. ૧૭ ; ૨૫.
પુન. ૩૪ ; ૧૦. લુક ૨૨ ; ૪૨.

આકાશવાસી પિતા એવું ઇચ્છે છે કે, પૃથ્વી પરના મારા બધા પુત્રો મારી સાથે સમાગમ રાખે.

જેમ જેમ તમારૂં મન તથા ઇશ્વરનું મન એ બન્ને સંબંધમાં આવશે, તેમ તેમ ઇશ્વરના મનમાં થતા વિચારોને મળતા વિચારો તમારા મનમાં ઉત્પન્ન થશે; અને જે જે વાત ઇશ્વરને પ્રિય લાગે છે તે તે વાતની ગમ તમારૂં મન ખુશીથી દોડશે. રહેતાં રહેતાં તમારૂં મન એટલે સુધી ઉલ્લાસી થશે કે, ઇશ્વરનો મહિમા વૃદ્ધિ પામે એવી પ્રાર્થના કર્યા વિના તમે રહી શકશો નહિ. પ્રભુ પ્રાર્થના ("ઓ આકાશમાંના અમારા બાપ," ઇત્ય.) ખરા મનથી કરવી એ તો સહેલું કામ નથી. જુઓ, આ પ્રાર્થનાની પહેલી ત્રણ વિનંતીમાં તમને જાણે કે ઇશ્વરના સાથીકામદાર થવા માટે આમંત્રણ મળે છે, એ સારૂ કે પ્રભુના મનોરથ આ દુનિયામાં સફળ થાય તે કામમાં તમે પણ ભાગીદાર થાઓ. સૌથી પ્રથમ પ્રભુનું નામ, પ્રભુનું રાજ્ય, પ્રભુની ઈચ્છા, એઓ સંબંધી પ્રાર્થના કરવી, અને ત્યાર પછીજ પોતાના તથા બીજાઓના લાભમાં અરજી ગુજારવી.

પ્રભુની સાથે નિકટ બંધને જે પ્રમાણમાં તમે બંધાએલા હશો તેજ પ્રમાણમાં તમે પ્રભુપ્રાર્થના ખરા દિલથી કરી શકશો.

(૨) પ્રાર્થના કરવી એ માટે કે પોતાને તેમજ બીજાઓને ઇશ્વર તરફથી આશીર્વાદ પ્રાપ્ત થાય.

૧. પોતાને આશીર્વાદ મળે એ વિષે પ્રાર્થના.

૧ કાળ. ૪; ૧૦. યશા. ૪૦; ૩૧.
યાકુબ ૧; ૫. લુક ૧૧; ૧૩.

જો પ્રભુ આગળ નમીએ
બોજાથી છુટા થઇએ,
નમતાં તો બધે અંધરાય,
પ્રકાશ ચોમેર ફેલાઇ જાય,
પણ અશક્ત રહી બેસીએ,
તેથી નિજ નુકશાન કરીએ,
તો કેમ ચિંતાતુર રહીએ?
વિનંતી ઉંડી કરીએ,

તો થોડીજ વારમાં કેટલો ફેર!
જ્યાં હતું રાન ત્યાં શિતળ લ્હેર.
પણ પ્રાર્થના પુરી. થતી વાર
ને બળહીન પામે બળ અપાર.
તો ખોટું થયું જાણજે;
બીજાનું પણ એમ માનજે.
નિરાશામાં શું સારૂં ફળ?
જે દાતાર દેવ તે દેશે બળ.

૨. બીજાઓને આશીર્વાદ મળે એ વિષે પ્રાર્થના.

ઉત્પ. ૧૮; ૨૩–૩૩.
૧ શમૂ. ૧૨; ૨૩.
૧ શમૂ. ૧૫; ૧૧.
અયૂબ ૪૨; ૧૦.
યશા. ૬૨; ૬, ૭.
માત્થી ૫; ૪૪, ૪૫.
લુક ૨૨; ૩૧, ૩૨.
રૂમી. ૧૦; ૧.
૨ કરીં. ૧; ૧૧.
એફેસી. ૧; ૧૫–૨૩.
એફેસી. ૩; ૧૪–૧૯.
ફીલીપી. ૧; ૩–૬, ૧૯.
૨ થેસ્સા. ૧; ૧૧, ૧૨.
૧ તીમોથી ૨; ૧.
૧ યોહા. ૫; ૧૬.

બીજાઓના લાભમાં પ્રાર્થના કરવી એ કરતાં કયું મોટું કામ ઇશ્વરે માણસને માથે મુકેલું છે? જુઓ નિર્ગ. ૩૨; ૧૧–૧૪, ૩૦–૩૨. ગણના ૧૪; ૧૧–૨૦. સરખાવો પુન. ૯; ૧૮–૨૦, ૨૫–૨૯ : ૧૦; ૧૦. ગીત. ૧૦૬; ૨૩. હઝકી. ૨૨; ૩૦.

જે પાપ તથા પાપને કારણે જે દુઃખ દુનિયામાં પ્રસરેલું છે તે વિષે મનમાં તિવ્ર લાગણી ન હોવાને લીધે આપણે પ્રાર્થના કરવામાં પાછા પડીએ છીએ.

યોહાનની સુવાર્તામાંના ૧૭ મા અધ્યાયમાં સમાએલી પ્રાર્થનાનો સારી પેઠે અભ્યાસ કરો. એ પ્રાર્થનામાં, પિતા તથા પુત્ર એ બન્નેના મહિમા વિષે (કલમ ૧–૫), પ્રેરિતમંડળ વિષે (કલમ ૬–૧૯), અને સર્વ વિશ્વાસીઓ વિષે (કલમ ૨૦-૨૬) વિનંતી કરેલી છે.

પવિત્ર શાસ્ત્રમાં બીજી કેટલીએક મહાન પ્રાર્થનાઓ છે તે ઉપર પણ લક્ષ લગાડો. જેમકે—

| | |
|---|---|
| ૨ શમૂ. ૭; ૧૮-૨૯. | ૨ રાજા. ૧૯; ૧૪-૧૯. |
| ૧ કાળ. ૨૯; ૧૦-૧૯. | એઝરા ૯; ૫-૧૫. |
| ૨ કાળ. ૬; ૧૨-૪૨. | નહે. ૯; ૪-૩૮. |
| ૨ કાળ. ૨૦; ૫-૧૩. | દાની. ૯; ૩-૧૯. |

આ પ્રાર્થનાઓનો અભ્યાસ કરવામાં જો તમે વખત ગાળશો, તો તમને આત્મિક લાભ પ્રાપ્ત થયા વિના રહેશે નહિ.

---

## પ્રાર્થનાના સંબંધમાં ઉઠતા વાંધા.

**પહેલો વાંધો**—પ્રાર્થના કરવાથી કંઇ પણ શુભ ફળ થતું નથી.

(૧) કુદરત ચલાવવાને વાસ્તે ઈશ્વરે કંઈ કંઈ અચળ નિયમ ઠરાવ્યા છે એવું જણાય છે. તે પરથી કેટલાએક માણસોને એવું ભાસે છે કે પ્રાર્થના કરીએ કે પ્રાર્થના ન કરીએ તો પણ પરિણામે શું? તેઓ કહે છે કે પ્રાર્થના કરતી વેળાએ પ્રાર્થના કરનાર માણસનું મન જરા શાંત થતું હશે. (જો માત્ર એટલુંજ થતું હોય તો તે પણ ઠીક), પરંતુ કુદરતના નિયમ કરતાં ચઢીઆતું બળ પ્રાર્થનામાં રહેલું નહિં હોય શું? જ્યારે પ્રભુએ કુદરત પેદા કીધી ત્યારે પ્રાર્થનાનું બળ સફળ થાય માટે પ્રભુએ અગાઉથી કંઈ પણ ગોઠવણ નહિ કરી હોય શું?

(૨) ઇશ્વર જાતે ડાહ્યો તથા ભલો છે એવું જાણીને કેટલા-એક માણસને લાગે છે કે આવા ઇશ્વર આગળ પ્રાર્થના કરવી

નકામી છે. પરંતુ એવું ધારવામાં પણ ભૂલ છે. કેમકે પોતાની ઇચ્છા પુરી પાડવા માટે આપણે પ્રાર્થના કરતા નથી, પણ પ્રભુની જે કાંઇ ખાસ ઇચ્છા હોય તે આપણી મારફતે પુરી થાય એ હેતુથી આપણે પ્રભુની પ્રાર્થના કરવાની છે.

આપણે પ્રભુના સાથીકામદાર થઇએ માટે ત્રણ મુખ્ય ઉપાય છે; એટલે સેવા, મનશક્તિનો ઉપયોગ, અને પ્રાર્થના. (એ ત્રણેમાં સૌથી સાર્થક તો પ્રાર્થના છે.) ત્રણે ઉપાયો કામમાં લેવા જોઇએ, અને ત્રણમાંથી જો કોઈ ઉપાયનો અમલ નહિ કરતા હો, તો જાણજો કે તમે પ્રભુના મનોરથની આડે આવો છો.

**બીજો વાંધો**—પ્રાર્થના કરૂં છું ખરો, પણ પ્રાર્થના કરતી વેળાએ મારૂં મન સુસ્ત રહે છે.

રખડતા વિચારોને લીધે મન આવી રીતે સુસ્ત રહે, ત્યારે તો નીચેની સાત સૂચના ધ્યાનમાં લેશો તો સારૂં.—

(૧) પ્રાર્થના કર્યાં પહેલાં સારી તૈયારી કરો. વિનંતી કરો તે પહેલાં જરા થોભો. મનમાં એવી ભાવના રાખો કે, હવે હું રાજાઓના રાજાની હજુરમાં ઉભો રહેવાનો છું, તેની સાથે મ્હોડેમ્હોડ બોલવાનો છું, અને પોતાની અરજી તેની આગળ રજુ કરવા સારૂ સ્વર્ગી સિંહાસનની આગળ હું ઘુંટણીએ પડવાનો છું.

(૨) પ્રભુ પોતે તમારી આગળ ઉભો છે એવું સંભારીને, મુંગે મ્હોડે નહિ, પણ શબ્દો ઉચ્ચારીને પ્રાર્થના કરો.

(૩) પ્રાર્થના કરતી વખતે ઘુંટણીએ પડો, અથવા ઉભા રહો; ઇચ્છા હોય તો ધીમે પગલે ચાલો. ગમે તે આસનમાં પ્રાર્થના થઇ શકે છે. વખતે એક આસન સારૂં લાગે, અને કોઈ પ્રસંગે બીજું આસન ઠીક જણાય. ખુલ્લા મેદાનમાં, એકાંતપણે પ્રાર્થના કરી શકાય એવું સ્થળ હોય તો ત્યાં પ્રાર્થના કરવી.

(૪) કોનાં કોના વિષે અને કઇ કઇ બાબત સંબંધી પ્રાર્થના કરવી છે તે ટીપમાં નોંધી રાખો, અને તે મુજબ પ્રાર્થના કરો.

(૫) કોઇ કોઇ માણુસને લીખિત પ્રાર્થનાઓ ઉપયોગી જણાય, પરંતુ એવી પ્રાર્થનાઓમાં વખતોવખત વધારો-ઘટાડો કરવામાં આવે તો સારૂં.

(૬) પ્રાર્થના કરવા માંડયા પહેલાં પવિત્ર શાસ્ત્રમાંથી કંઇક ભાગ વાંચો, કારણુ કે શાસ્ત્ર વાંચવાથી પ્રાર્થના કરવાનું મન ઘણુંકરીને ઉપજે છે.

(૭) સૌથી મુખ્ય સૂચના એ કે, દરરોજ જે વખતે તમે વિશેષ સાજાતાજા હો તે વખત પ્રાર્થનાને માટે જુદો રાખો. પ્રાર્થનારૂપ આત્મિક દોડ બહુ ધીમે દોડું છું એવું તમને લાગે તો તેથી ગભરાશો મા. પ્રાર્થના કરવાનું શીખવા ઇચ્છનારે સખત મહેનત કરવાથી આચકો ખાવો નહિ. પ્રાર્થનાનો ઉત્તર મળતો ન હોય અને આકાશ પિત્તળ જેવું વૃષ્ટિહીન જણાતું હોય, તો પણ પ્રાર્થના કરવાનું જારી રાખો. જારી રહેવામાં ફતેહ સમાયલી છે. એક લેખક કહે છે કે, જોસભેર પ્રાર્થના કરવી એ કરતાં અઘરૂં બીજું કોઇ કામ નથી.

**ત્રીજો વાંધો.**—પ્રાર્થના કરૂં છું ખરો, પણ પ્રાર્થનાનો જવાબ કયાં છે?

પ્રાર્થનાનો ઉત્તર આપવામાં ઇશ્વર કદાપિ વિલંબ કરે, પરંતુ વિલંબ એટલે નકાર, એમ સમજવું નહિ. આપણને આપણી પ્રાર્થનાનો જવાબ મળે ત્યાર પહેલાં આપણી સ્થિતિમાં ફેરફાર થવાની અગત્ય હશે, અને એવો ફેરફાર આપણામાં થાય ત્યાર પછીજ પ્રાર્થનાનો ઉત્તર મોકલી શકાય, જુઓ દાનીયેલ ૧૦ ; ૧૨, ૧૩. જ્યારે પરમજ્ઞાની પ્રભુને આપણી માગેલી વસ્તુ આપવાનું યોગ્ય જણાતું નથી, ત્યારે આપણું માગેલું આપવાને બદલે બીજો કંઇક આશીર્વાદ આપે

છે. અમુક બાબતને ઈંડું ધારીને તમે તે વિષે માગણી કરો, પણ પ્રભુ જાણે છે કે એ તો ઈંડું નથી પણ વિંછું. આવે પ્રસંગે આપણી માગેલી વસ્તુ પ્રભુ આપણને આપતો નથી તે કેવળ પ્રીતિને લીધેજ. દેખીતી ફતેહમાં હિત હમેશાં સમાયલું હોતું નથી. કોઈક વેળા આપણે એવી વિનંતી કરીએ છીએ કે જે વિનંતી ન સાંભળવામાં આવે તોજ આપણે માટે બહેતર, જુઓ ગીત. ૧૦૬; ૧૩–૧૫. તમારી વિનંતીના શબ્દો પ્રભુ સાંભળે છે એટલુંજ નહિ, પણ તમારા હિતને અર્થે તમને કઈ બાબતની ખરેખર અગત્ય છે તે પણ તે સમજે છે, અને પ્રભુ પોતાની સમજ પ્રમાણે તમારી જરૂરીઆતો પુરી પાડે છે, જુઓ ૨ કરીં. ૧૨; ૮, ૯. પાઉલે કાંટાના સંબંધમાં પ્રાર્થના કરી. ત્યારે પ્રભુએ દુઃખદ કાંટો લઈ લીધો નહિ, પણ કાંટાથી થતું દુઃખ સહન કરવાની શક્તિ પાઉલને આપી.

વિનંતી કરવામાં આપણે ભુલ કરીએ છીએ ખરા, પરંતુ વિનંતીનો ઉત્તર આપવામાં પ્રભુ કદી ભૂલ ખાતો નથી.

---

## પ્રાર્થનામાં રહેલું મહાબળ.

| | |
|---|---|
| નિર્ગ. ૮; ૧૨, ૧૩, ૩૦, ૩૧. | ૨ રાજા. ૨૦; ૧૧. |
| ,, ૯; ૨૯, ૩૩. | દાની. ૨; ૧૭–૧૯. |
| ,, ૧૦; ૧૮, ૧૯. | ,, ૯; ૨૦–૨૩. |
| ,, ૧૭; ૯, ૧૨. | ગીત. ૧૦૭; ૬, ૧૩, ૧૪, ૨૮, ૨૯. |
| ૧ શમૂ. ૭; ૯, ૧૦. | માર્ક ૯; ૨૯. |
| ૧ રાજા. ૧૭; ૨૦–૨૨. | લુક ૯; ૨૯. |
| ,, ૧૮; ૩૬–૩૯. | યોહા. ૧૪; ૧૩, ૧૪. |
| ,, ૧૮; ૪૨–૪૫. | પ્રે. કૃ. ૪; ૩૧. |
| ૨ રાજા. ૪; ૩૨–૩૫. | ,, ૯; ૪૦. |
| ,, ૧૯; ૨૦. | યાકુ. ૫; ૧૩–૧૮. |

પ્રાર્થનાના કરતાં બીજું કોઇ પણ કાર્યસાધક હથીઆર માણુસના હાથમાં મુકેલું નથી. એ હથીઆર વડે મહા મોટાં તથા ટકાઉ કાર્ય થઈ શકે છે. પ્રાર્થના કરનાર ખ્રીસ્તીને સર્વ શકય છે, માર્ક ૯; ૨૩. પ્રભુ કોણ તથા કેવો છે એ ધ્યાનમાં રાખી મોકળે મને પ્રાર્થના કરવી. મારી પ્રાર્થનાનો જવાબ આપવાને પ્રભુ સમર્થ છે એટલુંજ નહિ પણ રાજી તથા તત્પર છે, એવો વિશ્વાસ હમેશાં રાખો, જુઓ માત્થી ૧૫; ૨૨–૨૮. લુક ૭; ૨–૧૦.

ગીતશાસ્ત્રમાં પ્રાર્થના વિષે બોધ તથા ઉત્તેજન અથાગ છે; માટે ગીતશાસ્ત્રનો પુષ્કળ અભ્યાસ કરો.

---

## પ્રાર્થના શી શી બાબત વિષે કરવી?

માત્થી ૬; ૭, ૯-૧૩. યોહાન ૧૪; ૧૩, ૧૪.
માત્થી ૯; ૩૮. ફીલીપી. ૪; ૬.
લુક ૧૧; ૧૩. ૧ તીમોથી ૨; ૧, ૨.

તમારી જીંદગીને લગતી બધી બાબત પ્રાર્થનાદ્વારે પ્રભુ આગળ મુકો. પ્રાર્થના કરતી વેળા આપણે શું શું કરીએ છીએ? જે સચેતન તથા જે અચેતન તે તરફ જોઇને આપણે દેવની આરાધના કરીએ છીએ. પોતાનાં અપરાધ તથા ઉલ્લંઘન ધ્યાનમાં લઇને પાપની કબુલાત કરીએ છીએ. પોતાની ગરજ બતાવીને ખાસ વિનંતીઓ કરીએ છીએ. બીજાઓની ગરજો પણ પ્રભુ આગળ રજુ કરીને તેમના હકમાં અરજીઓ ગુજારીએ છીએ, અને મુખ્યત્વે કરીને, મળેલા આશીર્વાદ સંભારીને પ્રભુની ઉપકારસ્તુતિ કરીએ છીએ.

આપણી વિનંતીઓ અણુહદ હોવી જોઇએ; એટલે વિનંતી-ઓમાં વધારે ને વધારે બાબતોનો સમાવેશ હોવો જોઇએ. વધારે ને વધારે માણુસોના હકમાં પ્રાર્થના કરવી, અને સેવા-કાર્ય પર વધારે ને વધારે આશીર્વાદ માગવો. પ્રભુ ઇસુ

પૃથ્વીના સર્વ છેડાઓ પર રાજ્ય ચલાવે એવું પ્રાર્થનામાં ઈચ્છવું. તમામ જગતને તમારી પ્રાર્થનાદ્વારે આશીર્વાદ મળે એવું છે. ત્યારે તો, આખી પૃથ્વી પર સુવાર્તાનો પ્રસાર થાય એને અર્થે તમે પોતાની પ્રાર્થના વડે કેટલી મદદ આપો છો?

---

## પ્રાર્થના કયે સ્થળે કરવી?

માત્થી ૬; ૬. ૧ તીમો. ૨ ; ૮.

પ્રાર્થના કરવા પ્રભુ ઇસુને કોઇ ખાસ મનગમતું સ્થળ હતું? પાલેસ્ટાઇન દેશમાં એવી ઘણીએક જગ્યાઓ છે કે જ્યાં ઇસુ ખ્રીસ્ત પ્રાર્થના કરવા વારંવાર જતો હતો.

---

## પ્રાર્થના કરવાનો સમય.

ગીત. ૫ ; ૩. દાની. ૬ ; ૧૦. ૧ થેસ્સા. ૫ ; ૧૭.

પ્રાર્થના કરવા સારૂ ઇસુએ કાંઇ ખાસ વખત ઠરાવ્યો હતો? જુઓ—

| | |
|---|---|
| લુક ૩ ; ૨૧. | લુક ૧૧ ; ૧. |
| માર્ક ૧ ; ૩૫. | યોહા. ૧૧ ; ૪૧. |
| લુક ૫ ; ૧૬. | યોહા. ૧૨ ; ૨૭, ૨૮. |
| લુક ૬ ; ૧૨. | લુક ૨૨ ; ૩૨. |
| માર્ક ૬ ; ૪૬. | યોહા. ૧૭. |
| લુક ૯ ; ૧૮, ૨૯. | માર્ક ૧૪ ; ૩૨-૪૨. |
| લુક ૧૦ ; ૨૧. | લુક ૨૩ ; ૩૪, ૪૬. |

ખ્રીસ્ત પ્રાર્થના કરતો હતો, એવા પંદર દાખલા પવિત્ર શાસ્ત્રમાં મળી આવે છે. ઇસુએ પ્રાર્થના કરી ત્યાર પહેલાં શું બન્યું અને ત્યાર પછી શું બન્યું, તે અભ્યાસ કરીને શોધી કાઢો.

"પ્રાર્થના" તે એક વાત અને "પ્રાર્થનાઓ" તે જુદી વાત; તો પણ એ બન્ને નિકટ બંધને બંધાએલી છે. પ્રભુની

એવી ઇચ્છા છે કે, આપણી આખી જીંદગી પ્રાર્થનારૂપ હોય એ વાત ખરી; એમ છતાં પણ અમુક અમુક પ્રાર્થનાઓ કરવા સારૂ આપણે સમય મુકરર કરવો જોઈએ.

ઉદ્‌ગારરૂપ પ્રાર્થના પણ કરવી જોઇએ, ૨ શમૂ. ૧૫; ૩૧. ૨ રાજા. ૬; ૧૭. નહે. ૨; ૪. લુક ૧૦; ૨૧. રોજ રોજ સૌથી જુજ બાબતો વિષે પ્રભુ આગળ વિનંતી કરતાં શીખ્યા હોઇએ, તો ઉદ્‌ગારરૂપ પ્રાર્થના કર્યાં વિના રહેવાયજ નહિ.

---

## પ્રાર્થના સમયે ઉભી થતી અડચણો.

ગીત. ૬૬; ૧૮.
યશા. ૧; ૧૫.
યશા. ૫૯; ૧, ૨.
હઝકી. ૧૪; ૩.
યાકુબ ૪; ૩.

---

## પ્રાર્થના સાંભળવામાં આવે માટે પુરી પાડવાની શરતો.

૨ કાળ. ૭; ૧૪.
ગીત. ૧૪૫; ૧૮, ૧૯.
યશા. ૫૮; ૬-૯.
માલા. ૩; ૧૦.
માર્ક ૧૧; ૨૪, ૨૫.
યાકુબ ૧; ૬, ૭.
હેબ્રી. ૧૧; ૬.
યાકુબ ૪; ૨.
માત્થી ૫; ૨૩, ૨૪.
માત્થી ૬; ૧૪, ૧૫.
માત્થી ૧૮; ૧૯, ૨૦.
લુક ૧૧; ૫-૧૦.
લુક ૧૮; ૧-૮.
યોહાન ૧૪; ૧૩, ૧૪.
યોહાન ૧૬; ૨૩, ૨૪.
૧ યોહાન ૫; ૧૪.
યોહાન ૧૫; ૭, ૧૬.
૧ યોહાન ૩; ૨૨.

---

## પ્રાર્થના કરનારને સારૂ ઉપયોગી પાંચ નિયમ.

૧. પ્રાર્થના કરતી વેળા ઉતાવળ કે નાસભાગ કરો નહિ. જેમ ગાયનને માટે તેમજ પ્રાર્થનાને માટે વખત રોકવો પડે છે.

૨. પ્રાર્થના કરવામાં યોગ્ય બળ મળે માટે પવિત્ર આત્મા પર આધાર રાખો, રૂમી. ૮; ૨૧. યહુદા. ૨૦.

૩. તમારી ગરજ શી છે તે નક્કી કરો, અને ત્યાર પછી તે માટે ખાસ પ્રાર્થના કરો.

૪. મનમાં એવી ખાતરી રાખો કે, મારી પ્રાર્થનાનો ઉત્તર મને જરૂર મળશે.

૫. પ્રાર્થના કરવામાં લાગુ રહો. આ પૃથ્વી પર, પ્રાર્થનાના કરતાં બીજું કોઈ પણ કામ અધિક વજનદાર નથી. પ્રભુના રાજ્યને લગતા મહાન મર્મો જાણવા ચહાતા હો, તો જાથુ પ્રાર્થના કરો.

જે ખરા ઈશ્વર ભકતો થાય, તે ટોચે ચઢે ક્રમે ક્રમ;
બીજા તો થાક કદાપિ ખાય, પણ એઓ નિત્ય કરે શ્રમ.

---

## ૧૧. ખ્રીસ્તની સાક્ષી પુરવા વિષે.

### સાક્ષી પુરવાનો હુકમ.

| | |
|---|---|
| યશા. ૪૩; ૧૦-૧૨. | લુક ૨૪; ૪૬-૪૮. |
| યોહાન ૧૫; ૨૭. | પ્રે. કૃ. ૧; ૮. |
| માત્થી ૨૮; ૧૮-૨૦. | પ્રે. કૃ. ૨૩; ૧૧. |
| માર્ક ૧૬; ૧૫. | પ્રે. કૃ. ૨૬; ૧૬, ૧૯. |

જુઓ ગીત. ૪૦; ૯, ૧૦ : ૧૦૭; ૧, ૨ : ૧૪૫; ૬, ૭, ૧૧, ૧૨.

જે મંડળીમાં ધર્મપ્રસાર કરવાની આસ્થા નથી તેને "ખ્રીસ્તી" મંડળી કહી શકાય નહિ. પ્રભુનો ઠરાવ એવો છે કે, સર્વ જગતના માણસો ખ્રીસ્તના શિષ્ય થાય માટે ખ્રીસ્તીઓ ખુલ્લી રીતે સાક્ષી પુરે. ખ્રીસ્તની ઈચ્છા એ છે કે, જે માણસ પાપમાંથી બચાવ પામ્યો છે તે માણસ બચાવ વિષેની સુવાર્તા બધે ફેલાવે. હા, ખ્રીસ્તે પોતાના શિષ્યોને માથે એવી ફરજ મુકી છે કે દરેક જણ ખ્રીસ્ત વિષેના સુસમાચાર

પ્રગટ કરે. ખ્રીસ્તે દરેકને એવી સોંપણી કરી છે કે, "સર્વ દેશનાઓને શિષ્ય કરો."

સુવાર્તા પ્રસારવાના કામમાં જે માણસ આળસુ હોય, તે પવિત્રાઇને માર્ગે આગળ વધી શકેજ નહિ. ખ્રીસ્ત વિષેની વાત બીજાઓને કહેવાથી કહેનાર માણસ જાતે આત્મિક વાનાંમાં અતિ બળવાન થતો જાય છે. તારણ પામવાને અર્થે ધર્મપ્રસાર કરવાની અગત્ય છે એવું રૂમી. ૧૦; ૯, ૧૦ માં સુચવેલું છે. એજ કારણ માટે, બાર વરસથી માંદી સ્ત્રી સાજી થઈ ત્યારે જો કે તે બીકથી ઘણી ધ્રુજતી હતી, તો પણ ઇસુએ તેની પાસે જાહેરાંતમાં સાક્ષી પુરાવી, જુઓ લુક ૮; ૪૭.

તમારા ખંડી લેનાર તથા તમારા રાજા વિષે સાક્ષી પુરવાનું જેમ જેમ તમે ચુકતા જશો, તેમ તેમ તમારૂં આત્મિક જીવન નબળું તથા નિષ્ફળ નીવડશે. ભોજન કર્યાં પહેલાં આશીર્વાદ માગવો, કૌટુંબિક પ્રાર્થના કરવી, પ્રભુવારને પવિત્ર પાળવો, એવાં કામ વડે આપણે પ્રગટમાં કબુલાત આપી શકીએ છીએ કે, ઇશ્વર અમારો માલિક છે અને અમે તેને તાબેદાર છીએ, છતાં, એજ કામો કેટલાં બધાં માણસો પડતાં મુકે છે!

---

## સાક્ષી પુરવાની ફરજ તથા હક.

| | |
|---|---|
| ૧ રાજા. ૨૨; ૧૩, ૧૪. | યોહાન ૩; ૧૧. |
| ગીત. ૬૬; ૧૬. | પ્રે. કૃ. ૪; ૨૦. |
| યિર્મે. ૧; ૭, ૧૭. | ગીત. ૪૫; ૧. |
| હઝકી. ૨; ૩-૭. | ૧ યોહાન ૧; ૧-૩. |
| હઝકી. ૩; ૪, ૭, ૧૦ ૧૧, ૧૭-૧૯. | પ્રે. કૃ. ૨૨; ૧૪, ૧૫. |
| | પ્રે. કૃ. ૨૬; ૧૭, ૧૮. |
| યૂના ૩; ૨. | ૨ કરીં. ૫; ૧૮-૨૦. |
| માર્ક ૧૩; ૯, ૧૦. | |

દરેક ખ્રીસ્તી માણસની ફરજ એ છે કે, માણસનું મ્હોં રાખ્યા વિના સહુ લોકની આગળ સુવાર્તાનો સંદેશો પ્રગટ કરવો; પછી જે થાય તે થાય.

પુરાતન જમાનામાં (જુઓ ૧ રાજા.૧૮; ૧૮, ૨૧) ઈશ્વર પોતાના ભવિષ્યવાદીઓની મારફતે યહુદીઓ સામે તેમજ વિદેશીઓ સામે વારંવાર સાક્ષી પુરાવતો હતો; અને અમુક સમાજ વિરૂદ્ધ અથવા અમુક રીતરિવાજ વિરૂદ્ધ તેમને ઉભા કરતો હતો. શું આજ દિન એવી સાક્ષી પુરવાની કંઇ જરૂર નથી? અથવા, સાક્ષી પુરવાની અગત્ય છતાં, સાક્ષી પુરનારાએ. બીકણ તથા અવિશ્વાસુ થઇ ગયા છે શું?

પ્રભુ ઇસુએ કઇ કઇ જગ્યામાં પ્રથમ સાક્ષી પુરવાનું પોતાના શિષ્યોને ફરમાવ્યું? જુઓ પ્રે. કૃ. ૧; ૮. લુક.૮; ૩૮, ૩૯. ઇસુ પોતે તો પોતાના વતનમાં ૩૦ વરસ સુધી જાણે કે એકાંતમાં સાક્ષી પુરતો રહ્યો. એ મુદ્દત વિત્યા બાદ પ્રભુ પિતાએ તેના વિષે ખુલ્લી રીતે સાક્ષી પુરી કે, આ મારો વહાલો દીકરો છે કે જેનામાં હું પ્રસન્ન છું, અને ત્યાર પછી પિતાએ તેને પ્રગટમાં ધર્મસેવા કરવા સારૂ મોકલ્યો.

મુખજુબાનીથી તેમજ પત્રદ્વારે આપણે સાક્ષી પુરી શકીએ ખરા પણ એ સાક્ષી અસરકારક નીવડે માટે બીજી એક વાત અવશ્યની છે, એટલે નિર્મળ ચાલ. જુઓ

માત્થી ૫; ૧૩, ૧૬. ૨ કરીં. ૨; ૧૪.
૧ પીતર ૨; ૯, ૧૧, ૧૨. ૨ કરીં. ૩; ૨, ૩.
ફીલીપી. ૨; ૧૪-૧૬.

માત્થીના પાંચમા અધ્યાયમાં ઈસુ પોતાના શિષ્યોને જગતનું મીઠું તથા જગતનું અજવાળું કહે છે. હવે મીઠું તથા અજવાળું એ બન્નેની અસર ગુપ્ત રીતે ફેલાય છે. લોકોને ખ્રીસ્તની ગમ ખેંચી લાવવાને વાસ્તે તમારા ચાલચલણની અસર એવીજ ગુપ્ત રીતે ફેલાય છે કે નહિ? જુઓ દૃષ્ટાં. ૧૧; ૩૦. સરખાવો યાકુબ ૧; ૫:૩; ૧૭.

નિર્ભયપણે સાક્ષી પુરનારને કેવું મોટું ઈનામ મળે છે તે વિષે પ્રે. કૃ. માં જે જે લખેલું છે તે શોધી કહાડો. (એને લગતી પહેલામાં પહેલી વાત પ્રે. કૃ. ૨; ૪૧ માં મળે છે.) વળી વાંચો યોહાન ૧૦; ૪૧, ૪૨. દષ્ટાં. ૧૪; ૨૫. દાની. ૧૨; ૩. માત્થી ૧૦; ૩૨. દષ્ટાં. ૧૧; ૨૪, ૨૫.

---

## સાક્ષી પુરવા સારૂ જોઈતું સામર્થ્ય.

મુસાને લાગ્યું કે સાક્ષી પુરવાને હું તો અશક્ત છું, નિર્ગ. ૩; ૧૧, ૧૩: ૪; ૧, ૧૦: ૬; ૧૨, ૩૦. મુસાએ એવું બહાનું કહાડયું ત્યારે દેવે તેને શો જવાબ આપ્યો? નિર્ગ. ૪; ૧૧, ૧૨.

યિર્મેયાહે પણ એવુંજ બહાનું કહાડયું હતું, યિર્મે. ૧; ૬, અને તેને દેવે જવાબમાં શું કહ્યું તે વિષે વાંચો યિર્મે. ૧; ૭-૧૦, ૧૭-૧૯. વળી સરખાવો ૧ પીતર ૪; ૧૧.

વાત ખરી કે પચાસી પર્વના દહાડા અગાઉ સહુ કોઈ માણસને સાક્ષી પુરવાનું સામર્થ્ય અપાયું નહોતું. પણ એ બારીક પ્રસંગે જ્યારે પવિત્ર આત્મા ઉતર્યો ત્યારે હિમ્મત તથા ભ્રાતૃભાવનું દાન રેડવામાં આવ્યું, અને તેથીજ પ્રેરિતોમાં બહાદુરી દીપી નીકળી, જુઓ પ્રે. કૃ. ૧; ૮: ૨; ૧૪: ૩; ૧૩, ૨૯, ૩૧, ૩૩: ૫; ૨૯, ૪૧, ૪૨: ૭; ૫૧-૫૩: ૯; ૨૭: ૧૪; ૩: ૧૯; ૮: ૨૮; ૩૦, ૩૧. સરખાવો દાની. ૩; ૧૭, ૧૮.

પવિત્ર આત્માની વૃષ્ટિ જેમના ઉપર થઇ તેઓ સર્વ સાક્ષી પુરવા સારૂ સામર્થ્ય પામ્યા, અને સર્વે સાથીસાક્ષીઓ થયા. જુઓ—

| | |
|---|---|
| યોહા. ૧૫; ૨૬, ૨૭. | હેબ્રી. ૨; ૩, ૪. |
| પ્રે. કૃ. ૫; ૩૧, ૩૨. | ૨ કરીં. ૬; ૧. |
| પ્રે. કૃ. ૧૪; ૨૭. | માર્ક ૧૩; ૧૧. |
| પ્રે. કૃ. ૧૫; ૨૮. | |

વાંચો યોહા. ૧૫; ૧-૮. ૨ પીત. ૧; ૫-૮. યાકુ. ૨; ૧૪-૨૬ : ૩; ૨-૧૮. ફિલિ. ૧; ૯-૧૧. માત્થી ૭; ૧૬-૨૧.

ખ્રીસ્ત દ્રાક્ષવેલો અને આપણે તેની ડાળીઓ. હવે ડાળી ન હોય તો વેલાને ફળ કયાંથી? દ્રાક્ષવેલો તથા ડાળી એ બંનેને એકબીજાની ગરજ છે.

---

## જે બે ખરેખરા સાક્ષી તે.

ખરેખર સાક્ષી પુરનારા તો બેજ છે, એટલે,

૧. દેવપુત્ર, યોહા. ૧૨; ૪૫ : ૧૪; ૯.

૨. પવિત્ર આત્મા, યોહા. ૧૫; ૨૬ : ૧૬; ૧૪.

સંપૂર્ણ સાક્ષી જે પુરે છે તેનામાં દેવનું પ્રકટીકરણ પુરેપુરૂં દેખાય છે. જેમણે દેવપુત્રને દીઠો તેમણે દેવ પિતાને દીઠો એમ કહેવાય. ઈસુનાં વચન એટલે બાપનાં વચન (યોહા. ૭; ૪૬), અને ઇસુનાં કામ એટલે બાપનાં કામ (યોહા. ૫; ૩૬), એવું જણાયું. પહેલામાં બીજાનું આબેહુબ પ્રકટીકરણ હતું.

ખ્રીસ્ત તો સંપૂર્ણ સાક્ષી પુરનાર હતો, પણ મુસા તો અપૂર્ણ. મુસાની અપૂર્ણતા ગણુનાના પુસ્તકમાંના ૨૦ મા અધ્યાયમાં નજરે પડે છે. ખડકમાંથી પાણી કહાડતી વખતે, મુસાએ દેવ કોણ અને કેવો તે વિષે લોકોને યોગ્ય જ્ઞાન પમાડયું નહિ. મુસાની ખામી શી બાબતમાં રહેલી છે? તેણે પ્રભુની આજ્ઞા શબ્દેશબ્દ પાળી નહિ, અને તેના પાપને કારણે કેવું ભયંકર પરિણામ નીપજ્યું! ઈસ્રાએલપુત્રોની સમક્ષ મુસા તો યહોવાહનો પ્રતિનિધિ હતો, અને એ લોકોને ઇશ્વર વિષે જે કંઈ જ્ઞાન મળવાનું હોય તે જ્ઞાન મુસાની વાણી સાંભળીને તથા મુસાનું મુખ નિહાળીને પ્રાપ્ત થતું હતું. હવે, મુસાએ જ્યારે ઉલ્લંઘન કર્યું, ત્યારે પ્રભુએ જો તેને શિક્ષા કરી ન હોત, તો એ લોકો ઈશ્વરનાં લક્ષણ વિષે કેવી કલ્પના કરત! આ પ્રસંગે મુસા

અધિરો તથા ઉતાવળીઓ બન્યો એટલામાં તેણે ઇશ્વર વિષે જાણે કે અસત્ય સાક્ષી પુરી. યહોવાહની ઇચ્છા એવી હતી કે ઇસ્રાએલી લોકોનો કચકચ કરનારો સ્વભાવ દબાવવા માટે હું તેમની આગળ મારી પ્રીતિ તથા મારી સહનશીળતા પ્રગટ કરૂં કે જેથી તેઓ મારી સાથે પ્રીતિરૂપ બંધનમાં બંધાઈ રહે (જુઓ નિર્ગ. ૩૪; ૬, ૭. ગીત ૧૩૦: ૪. યિર્મે. ૩૧; ૩. હોશી. ૧૧; ૪). પણ યહોવાહનો પ્રતિનિધિ મુસા આ વખતે અયોગ્ય સાક્ષી નીવડયો.

પ્રભુનો આપેલો સંદેશો પ્રગટ કરીએ એટલુંજ બસ નથી; પણ તે સંદેશો યહોવાહને પસંદ પડે એવી રીતે જાહેર કરવો જોઇએ. આ કારણને લીધે અવશ્યની બાબત એ છે કે ખ્રીસ્તના દરેક સાક્ષીએ ખ્રીસ્તની સંગતમાં નિરંતર રહેવું, અને ખ્રીસ્તના સ્વભાવના ખરેખરા ભાગીદાર થવું, જુઓ માર્ક ૩; ૧૪.

સવાલ—

૧. માણસોને ખ્રીસ્તને શરણે લાવવાની અભિલાષા તમારામાં છે?

૨. પરિણામની પરવા નહિ કરતાં, હું ખ્રીસ્તનો શિષ્ય છું એવું તમે જાહેરમાં પ્રગટ કર્યું છે? તમે ખ્રીસ્તના શિષ્યમંડળીમાંના છો એવું કેટલા માણસને માલુમ છે? જુઓ યોહા. ૧૨; ૪૨, ૪૩. માત્થી ૧૦; ૩૨, ૩૩. લુક ૯; ૨૬.

૩. ખ્રીસ્ત વિષે સાક્ષી પુરવા સારૂ તમારે કયે સ્થળે જવું, એ વિષે પ્રભુની ઇચ્છા શી છે? જગતમાં કરોડો માણસો નાશને માર્ગે જાય છે. તેમને મદદ આપવા માટે પ્રભુએ તમને નથી તેડયા શું? તમારે રણક્ષેત્રમાં મધ્ય ભાગે રહીને સેવા બજાવવી અથવા મોખરે રહીને યુદ્ધ કરવું, એ સંબંધી પ્રભુની ઇચ્છા શી છે તે જાણવાનું તમે ચાહ્યું કે નહિ?

પાઉલની વાત ધ્યાનમાં લો. મારે કઇ તરેહનું કામ કરવું એ વિષે તેના મનમાં કઇ પણ શક નહોતો. દેવે પોતાનો

દીકરો તેનામાં પ્રગટ કર્યો હતો, અને તે પરથી તેને ખાતરી થઇ હતી કે મારે તો દેવપુત્રની સુવાર્તા વિદેશીઓમાં પ્રગટ કરવાની છે, જુઓ ગલા. ૧; ૧૫, ૧૬.

---

## ૧૨. ધર્મસેવા તથા સંકટસહન વિષે.

આપણામાં આત્મિક જીવન જો ઉત્પન્ન થયું હોય, તો આત્મિક જીવવૃત્તિ આપણામાં ઉપજ્યા વિના રહેશે નહિ. વહેતું વહેતું પાણી તળાવમાં આવે ખરૂં, પણ તળાવ ઉભરાઇ ન જાય તો પરિણામે શું? તે તળાવનું પાણી ગંધાઇ ઉઠશે.

ખ્રીસ્ત પર સજીવ વિશ્વાસ કર્યો હોય, તે વિશ્વાસ નિત્ય તાજો તથા બળવાન રહે. એ માટે કોઇ પણ તરેહની સેવા કરતા રહેવું જોઇએ, અથવા તો ખ્રીસ્તની ખાતર કષ્ટ ઉઠાવવું જોઇએ.

પ્રખ્યાત મોરાવીઅન મંડળીનો સિક્કો કે મુદ્રા નીચે મુજબ છે. એટલે એક બાજુએ હળની સાથે જોડેલો બળદ ચિતરેલો છે. અને બીજી બાજુએ યજ્ઞવેદી કોતરેલી છે, અને મુદ્રાના લેખની મતલબ એ છે કે, "આવે સંકટ કે આવે સેવા, બન્નેને સારૂ તૈયાર."

---

## अ. ધર્મસેવા વિષે.

### સ્વામીને તથા સ્વદેશને તમારી સેવાની અગત્ય.

| | |
|---|---|
| યશા. ૫૮; ૬,૭. | માત્થી ૨૫; ૩૪–૪૦. |
| લુક ૪; ૧૮. | પ્રે. કૃ. ૨૦; ૩૪, ૩૫. |

આ જગતમાં પુષ્કળ નિરર્થક દુઃખ છે અને પાપથી થતી વિપત્તિ ચોમેર જણાય છે, એ કારણ માટે પ્રભુ ઇસુ ખ્રીસ્તને તમારી જરૂર છે. તમારૂં તેડું પણ ઇસુ કરે છે, એ સારૂ કે વ્યાપી રહેલો અંધકાર તમારી મારફતે કહાડવામાં આવે, અને

અંધકારને બદલે દરેક નગરમાં તથા દરેક ઘરમાં અજવાળું ઉપજે. પ્રભુ ઇસુને બધાં શહેર તથા બધાં ઘર વહાલાં નથી શું? સ્વામી ઇસુ તમારે માથે ફરજ મુકતાં તમને એવું કહે છે કે, ડુબી ગએલાઓને મદદ કરો, અજ્ઞાનીઓને જ્ઞાન પમાડો તથા તેમના મિત્ર થાઓ, માંદાઓને સાજા કરો અને નબળાઓના ભાર ઉંચકી લો.

અબળમાં જે અબળ તેનો બચાવ કરો, એવા શબ્દો ખ્રીસ્તના સૈન્યની ધ્વજા પર લખેલા છે નબળાંને સહાય કરવાનું કામ શોધતા હો તો જુઓ આખી દુનિયા.

આપણો સ્વામી આપણી પાસેથી ફરજયાત સેવા માગતો નથી, અને આપણી મરજી ઉપરાંત કંઈ પણ સેવાકાર્ય કરાવવા ઇચ્છતો નથી, જુઓ ગીત. ૪૦; ૬-૮. નિર્ગ. ૨૧; ૫, ૬ : ૩૫; ૨૧ થી ૩૬; ૭. ૧ કાળ. ૧૨; ૧૮, ૩૮ : ૨૯; ૬-૧૭. ૨ કરીં. ૮; ૫ : ૯; ૭.

આપણે એક બીજાના ભાઈઓ છીએ, માટે એક બીજાની સેવા તથા મદદ કરવાની આપણી ફરજ છે, ગણના. ૩૨; ૬-૧૮. જે કોઇ પોતાની ફરજ અદા કરતો નથી તે શિક્ષાને પાત્ર છે, ગણના ૩૨; ૨૩. આપણા સ્વામીએ આપણામાંથી દરેક કંઇ ખાસ કૃપાદાન તથા કંઇ અમુક બળ કેટલેક અંશે આપેલું છે, એ સારૂ કે મળેલું દાન ભાઈઓના હિતને અર્થે વાપરીએ અને કંઇ પણ કમાણી કરીએ, લુક ૧૯; ૧૨-૨૬. જુઓ માત્થી ૨૫; ૧૪-૩૦.

તાલંતનું દૃષ્ટાંત વાંચતાં માલુમ પડે છે કે જે માણસને સૌથી ઓછું સોંપવામાં આવ્યું હતું તેજ તો આળસુ નીવડયો.

થોડું તે તો થોડુંજ, પરંતુ જે માણસ થોડામાં વિશ્વાસુ છે તે તો થોડું નહિ પણ મોટું કામ કરનારો છે, જુઓ ૧ કરીં. ૪; ૨. ૧ પીતર ૪; ૧૦.

---

## ધર્મસેવા કેવી તરેહની હોવી જોઈએ તથા કેવા હેતુથી બજાવવી જોઈએ?

કોઇ કોઈ માણસ નિરંતર કામ કરતો હોય છે, છતાં તેની સેવા પ્રભુની ગણત્રીમાં તુચ્છ મનાય છે. સેવારૂપ યંત્રનાં પૈડાં ફરે છે તો બહુજ, પણ એ પૈડાંઓ મધ્યે કંઈ જીવ જણાતો નથી, જુઓ હઝકી. ૧; ૨૦, ૨૧. આવી સેવામાં દોડધામ તથા ધાલમેલ તથા ધામધુમ ઘણી હોય છે, પણ કંઇ ફળ નિપજતું નથી, પ્રકટી. ૩; ૨.

કામ ભારે છે કે હલકું તે તો કામના હેતુ પરથી કહી શકાય. કામ કેટલું કર્યું એમ નહિ, પણ કામ કેવું કર્યું, એ વાત પર બધો આધાર રહે છે, જુઓ ૧ કરીં. ૩; ૧૧-૧૫. એવો દિવસ આવે છે કે, જ્યારે પ્રત્યેકનું કામ કેવું છે, તે અગ્નિ-પરીક્ષાથી જાહેર થશે. મનમાં જેવો ભાવ રાખીને તમે કામ કરો છો તે પ્રમાણમાં તમારૂં કામ સરસ કે નરસ ગણાશે.

૧. ખરી સેવા કરનારમાં પ્રીતિભાવ જોઈએ.

માત્થી ૨૨; ૩૭–૩૯. લુક ૧૦; ૩૩–૩૫.
ગલાતી. ૫; ૬, ૧૩, ૧૪. યોહા. ૧૩; ૩૪, ૩૫.

૧ યોહા. ૨; ૯, ૧૦ : ૩; ૧૦, ૧૧, ૧૪–૧૮, ૨૩ : ૪; ૭, ૮, ૧૧, ૧૨, ૧૯–૨૧. રૂમી. ૧૨; ૧૦ : ૧૩; ૮.

અફસોસની વાત છે કે પચાસી પર્વનો દિવસ નહોતો આવ્યો ત્યાં સુધી શિષ્યોની કરેલી સેવામાં પ્રીતિની તથા નમન-તાઇની અછત ઘણી હતી, જુઓ માત્થી ૧૪; ૧૫, ૧૬ : ૧૫; ૨૩. માર્ક ૯; ૩૩, ૩૪ : ૧૦; ૧૩, ૩૫-૩૭, ૪૧. એઓના મનમાં બાળકો પર કે માહોમાંહે એક બીજા પર કે આસપાસના લોકો પર પ્રીતિ હતીજ નહિ.

## આપણો સ્વામી સેવા કેવી રીતે કરતો હતો તે જોઇએ.

માર્ક ૧; ૪૧. માત્થી ૯; ૩૬. માર્ક ૬; ૩૪ (માત્થી ૧૪; ૧૪). માર્ક ૮; ૨ : ૧૦; ૧૩-૧૬ : ૧૦; ૨૧. લુક ૧૩; ૩૪. માર્ક ૫; ૩૦. લુક ૮; ૪૬ : ૬; ૧૯.

તેનામાં જે કરૂણા તે સદા જાગૃત હતી, તેથીજ તે પોતા વિષેનો વિચાર તથા પોતાની અગાઉથી ધારેલી ધારણા કોરે મુકતો, પોતાનું સુખ નહિ શોધતો, અને ઓચિંતો જે કોઇ આવે તેનાં પર પ્રીતિપૂર્વક ધ્યાન આપતો હતો.

ખ્રીસ્તની પ્રીતિ સર્વ માણુસ પર છે, પછી માણુસ હોય ગમે તે જાતિનો કે ગમે તે પદવીનો. તેની પ્રીતિ એટલી બધી છે કે કોઇ પણ વિઘ્ન આડે આવીને તેને નિષ્ફળ કરી શકે નહિ, જુઓ ૧ કરીં. ૧૩; ૩-૭.

મહાન વૈદ જ્યારે કોઇને સાજો કરતો હતો ત્યારે તેના પોતામાંથી પરાક્રમ બહાર નીકળીને જતું હતું. તેને પોતાને કંઇક ક્ષણિક ખોટ આવી પડતી હતી; પણ તેથી સાજા થએલાઓને સદાકાળિક લાભ પ્રાપ્ત થતો હતો. સાજા કરવા સારૂ જે ઉપાયો તે કામમાં લેતો હતો તે ઉપાયો ઉપરઉપરના નહોતા. સાજા કરનાર તેનાં જે વચનો તે ઉંડી લાગણીથી ભરપુર હતાં. શુભ પરિણામ નીપજે એ સારૂ પ્રીતિપૂર્વક ઘણાં કામ તે કરતો હતો.

ઇસુએ પોતાના પિતા પર તથા પાપીઓ પર તેનામાં જે પ્રીતિ હતી તેથી ખેંચાઇને પોતાનો જીવ આપ્યો. યોહાન ૧૩; ૩૪ માં તેણે જે નવી આજ્ઞા પોતાના શિષ્યોને આપી છે તે આપણે પાળીએ તો ઉત્તમોત્તમ સેવા બજાવનાર આપણે થઇશું. આ સેવા ખ્રીસ્તની ચાલચલણ તથા બોધની સાથે મળતી હોવી જોઇએ. મળે ત્યાં સુધી શોધે અને મળે નહિ ત્યાં સુધી મુકી દે નહિ, એવી ઐશ્વરી પ્રીતિના અનેક દાખલા લુકના ૧૫મા અધ્યાયમાં આવે છે.

૨. ખરી સેવા કરનારમાં નમ્રભાવ જોઈએ.

| | |
|---|---|
| માત્થી ૧૧ ; ૨૮-૩૦. | યોહા. ૧૩ ; ૩, ૪, ૧૪. |
| માર્ક ૧૦ ; ૪૨-૪૫. | ફિલિ. ૨ ; ૫–૮. |
| લુક ૨૨ ; ૨૭. | ૧ પીત. ૫ ; ૫. |

ભુંડાઈ દબાવવા તથા ભલાઈ ઉપજાવવા મુસા પોતાની પદવી તથા અક્કલ તથા સામર્થ્યનો ઉપયોગ કરવા હોંસીલો હતો, પણ તેની સાથે તે ગર્વિષ્ટ તથા ઉતાવળીઓ પણ હતો. એનામાં જે મોટી આસ્થા તે ભૂલભરેલી હતી, જુઓ નિર્ગ. ૨ ; ૧૧-૧૪. પ્રે. કૃ. ૭ ; ૨૨-૨૫. માણસમાં તો જાતિ વિષે, પંક્તિ વિષે, સૌંદર્ય વિષે, અને ધર્મભાવ વિષે અભિમાન હોય. પરંતુ એ બધી જાતના અભિમાન ખ્રીસ્તના વધસ્તંભની છાયામાં અલોપ થઈ જાય છે. ખ્રીસ્તને વિશ્વમંડળમાંના ઉંચામાં ઉંચા રાજ્યાસન પર બિરાજવાનો હમેશથી હક હતો. તો પણ એવા રાજ્યાસનને વળગી રહેવાનું તેણે ચાહ્યું નહિ. તે તો રાજ્યસન પરથી ઉઠીને નીચે ઉતરી આવ્યો તથા પતિત માણસોની સેવા કરવા લાગ્યો, એ માટે કે તે તેઓને પ્રભુની ગમ ફેરવીને મહિમાએ પહોંચાડે.

પ્રભુની સેવા બજાવતી વેળાએ તમારામાં થંભ ઉંચકનારનો સ્વભાવ ઉત્પન્ન થાય એવી પ્રાર્થના તમારે કરવી જોઇએ. કારણ કે જે માણસ પોતાના માનમોભાને વળગી રહે છે તે તો નહિ, પણ જે માણસ ખ્રીસ્તની ખાતર મૂર્ખ ગણાવા તૈયાર તથા રાજી હોય છે તેજ માણસ બીજાઓને પ્રભુની ગમ ખેંચી લાવનાર નીવડે છે, જુઓ માર્ક ૩ ; ૨૧. પ્રે. કૃ. ૨૬ ; ૨૪. ૨ કરીં. ૫ ; ૧૩, ૧૪. ખ્રીસ્તની પ્રીતિ જ્યારે તમારૂં ગ્રહણ કરે છે, ત્યારે તો જગતના લોકો તમારા વિષે ગમે તેવું ધારે કે ગમે તેવું બોલે તેમાં શું ?

બીજાઓ અગાઉ શું તથા કેવું કરી ગયા તેની દરકાર નહિ કરતાં, ઈસુ તો પોતાને જે યથાર્થ તથા વાજબી લાગતું તેજ

કરતો હતો (જેમકે માર્ક ૨; ૧૬, ૨૩-૨૭). ત્યારે તો ઇસુના સેવકોએ લોકરિવાજના બંધનમાં બંધાઈ રહેવું નહિ જોઈએ. એવા બંધનમાં જો તેઓ બંધાઇ રહે તો તેઓ પ્રભુનું રાજ્ય ફેલાવવાના કામમાં નિરૂપયોગી નીવડશે.

પ્રીતિને તો પોતાનું ધારેલું કામ કરવા સારૂ વિવિધ ઉપાયો હોય છે, અને જે માણુસ નમ્ર હોય છે તે એ બધા ઉપાયો કામમાં લઈ શકે છે, જુઓ ૧ કરીં. ૯; ૧૯, ૨૨, ૨૩.

૩. ખરી સેવા કરનારમાં શ્રદ્ધાભાવ જોઇએ.

માર્ક ૨: ૧-૧૨ તથા લુક ૫; ૧૮-૨૬ માં એક ખાસ જાણુવાજોગ ચમત્કાર વર્ણવેલો છે કે જેમાં સેવાથી થતાં શુભ ફળો જણાઈ આવે છે. વિશ્વાસ તો પોતાની ઇચ્છા સાધવાને સાધન શોધી કહાડે છે અને પછી તે સાધનનો ઉપયોગ કરીને ફતેહ-મેળવે છે. વિશ્વાસની યોજનાશક્તિ તથા સહનશક્તિ અપાર છે.

પક્ષઘાતીને ઉંચકી લાવનારા ચાર માણુસના મનમાં ખાતરી હતી કે ઇસુ અમારા મિત્રને સાજો કરી શકશે અને કરશેજ. વચમાં કેટલાંએક વિઘ્નો જણાયાં ત્યારે તેઓ બિલકુલ નિરાશ થયા નહિ. પોતાના માંદા મિત્રને ઇસુની પાસે લાવવા માટે તેઓ ચારે એક મનના તથા એક વિશ્વાસના હતા, અને કામ કરવાની વેળાએ ચારે જણુ સાથે ને સાથે સંયુક્ત રહ્યા. પ્રભુની લડાઇઓ લડતાં લડતાં જે જે સૈનિકો ઘાયલ થાય છે તેઓની સારવાર કરવા કોણુ કોણુ તૈયાર છે?

---

## સેવાકાર્યસૂચક દૃષ્ટાંત. લુક ૧૦; ૨૭-૩૭.

સારા સમરૂનીના દષ્ટાંત પર તથા તેની આગળ પાછળ આપેલી વાત પર ધ્યાન આપવાથી લોકસેવા બજાવવા વિષે બોધ મળશે. એ સમરૂનીએ ઘાયલ થએલા માણુસને દીઠો, ત્યારે તેણે તેની સેવામાં પોતાની બધી મનશક્તિ તથા બધી

તનશક્તિ વાપરી. સૌથી પ્રથમ લખેલું છે કે, સમરૂનીને "કરૂણા આવી," અને પાછળથી તેણે જે સેવાચાકરી કરી તે તો આ કરૂણાનું ફળ છે. ઘણા માણસો એવા છે કે જો દરદી તથા દુ:ખી તથા તંગીવાન તેમની નજરે પડે તો પણ તેમના મનમાં કરૂણા ઉપજે નહિ. આ સમરૂની તો એઓના જેવો નહોતો. એ તો પોતાનો કામધંધો પડતો મુકીને દુ:ખીને સહાય કરવા થોભ્યો. થોભવાનું કારણ માત્ર એ હતું કે "તેને કરૂણા આવી." શું એ માણસ વૈદ્યનો ધંધો કરનાર હતો? જો કદી વૈદ્ય હશે, તો પણ પૈસાની લાલચે ઘાયલને મદદ કરવા થોભ્યો નથી. અકસ્માત પ્રસંગે કેવા તાત્કાળિક ઈલાજ કામમાં લેવા, એ વિષે તેને થોડુંઘણું જ્ઞાન હતું, અને તાત્કાળિક ઉપાયનાં કંઇ કંઇ સાધન પણ તેણે પોતાની સાથે રાખ્યાં હતાં. પોતાની વૈદ્યવિદ્યાની પ્રવિણતા દેખાડવા તે થોભ્યો નહોતો. થોભવાનું કારણ આગળ કહ્યું તેમ માત્ર એ હતું કે "તેને કરૂણા આવી." કરૂણાની આવી લાગણીમાં, મોટામાં મોટી જે બે મુખ્ય આજ્ઞા તે બેઉનું સાંધણ રહેલું છે. ઇશ્વર પ્રત્યે તેનામાં ભક્તિભાવ હતો, અને તેથીજ માનવ પ્રત્યે તેનામાં કરૂણા હતી. આખા મનથી પોતાના દેવ પ્રભુ પર પ્રીતિ કરનારો તે હતો, અને તેથીજ આ ઘાયલ ભાઇ પર, હા, જે માણસ વંશપરંપરાથી તેના શત્રુમંડળમાંનો હતો તેના પર તેણે અંત:કરણપૂર્વક પ્રીતિ બતાવી. જે કરૂણા નિત્ય પરોપકારનાં કૃત્યો કર્યાં કરે છે તેજ ખરી કરૂણા, અને આવી કરૂણા તો ઈશ્વરભક્તનું એક ખાસ તત્ત્વ છે.

જે ઈશ્વરભક્તિ કરૂણારહિતની છે તેને ઇશ્વરભક્તિ કોણ કહે?

ખરેખરો કરૂણાવાળો માણસ પોતાની જીંદગીરૂપ મુસાફરી કાપતાં જ્યારે કોઇ ગરજવાન કે તંગીવાનને જુએ છે ત્યારે તેને સહાય કરવા સારૂ થોભ્યા વિના રહેતો નથી.

સમરૂનીએ કરૂણાને લીધે ઘાયલને મદદ કીધી, અને કરૂણાના પ્રમાણમાં તેની સારવાર કીધી.

આજારીનો રોગ તપાસીને તથા જોઇતી દવા લખી આપીને નજદીકના દવાખાનામાં આ માણસને કરૂણાળુ સમરૂની મોકલતો નથી; પણ જાતે તસ્દી ઉઠાવે છે. એનું હૃદય કરૂણાથી ભરપુર હતું માટેજ આવી રીતે પુરતું ધ્યાન તેના પર આપે છે; અને પોતાની બધી અક્કલહોશીઆરી ખરચી નાખે છે. એટલું કર્યું એટલે બસ? ના, ના. કેમકે જ્યાં પ્રીતિ હોય ત્યાં સેવાચાકરી અંત સુધી કર્યાં વિના રહેવાયજ નહિ. જે કાંઇ એણે કર્યું તે કરતાં પણ વધારે કરવાની શક્તિ તેનામાં હોત તો કર્યાં વિના રહેતજ નહિ. આ સમરૂની પેલા ઘાયલ થયલા પર અજાણતાં આખા મનથી તથા આખા જીવથી તથા આખા બળથી પ્રીતિ કરતો હતો, કંઇ પણ પાછું રાખ્યા વિના પોતાનું બધું અર્પી દે છે. હા, પ્રીતિની રીત એવીજ છે.

હવે બીજું શું? પોતાના બાહુબળનો ઉપયોગ કરીને તેણે ઘાયલ થએલાને ઉંચકયો, પોતાના ખચ્ચર પર બેસાડયો, અને ખચ્ચર પર તેને પકડી રાખીને એક માઇલ પર આવેલી ધર્મશાળા સુધી પોતે પગે ચાલીને ગયો. વટેમાર્ગુઓ આ સમરૂની માણુસને એક યહુદીને આવી રીતે સહાય કરતો જોઇને વિચિત્ર કે સખત ટીકા નહિ કરતા હોય શું? કરે તો ભલે. જે માણસ પ્રીતિની ખેંચથી ખેંચાયલો હોય છે તે આવી બાબતની દરકાર કે પરવા કરતો નથી.

ધર્મશાળાનો ખિદમતગાર કદાપિ ઇસ્રાએલી હતો તેના સ્વાધીનમાં સમરૂનીએ પેલા ઘાયલ થએલાને સોંપ્યો. એ વખતે સમરૂનીના મનમાં કેવા વિચાર આવશે? મારૂં કામ તો હવે પતી ગયું, આજ તો મેં એક મોટું પરોપકારી કૃત્ય કર્યું, એવા એવા વિચારોથી સંતુષ્ટ થઇને પોતાને શાબાશી આપતો હશે શું? કદાપિ તમે એવું ધારતા હશો; પરંતુ એ ધારણા તદન ખોટી છે. પ્રીતિ પોતાના હાથમાં લીધેલું કામ અધુરૂં મુકતી નથી, અને પ્રીતિથી ખેંચાયલો માણસ પોતાનું ધારેલું કામ પુરેપુરૂં કર્યાં વિના રહી શકતો નથી. ધર્મશાળામાંથી નીકળતી

વખતે સમરૂનીએ ખિદમતગારને બોલાવીને કહ્યું કે, આ ભાઇને સંભાળજો, જે કાંઇ ખરચ થાય તે કરજો, એની ખબર લેવા હું પાછો આવીશ, અને આવીશ ત્યારે બધું ખરચ તમને ચુકવી દઇશ.

આનું નામ તે પ્રીતિ! જેના મનમાં પ્રીતિની લાગણી હોય તે આખા મનથી પ્રીતિ કરે છે, પોતાનું સર્વસ્વ કામમાં લે છે, તન મન અર્પી દે છે, અને પૈસાટકા ખરચવા તત્પર હોય છે.

આ દ્દષ્ટાંતમાં જે સૂચના અધ્યાહાર છે તે જો આપણે બરાબર સમજીએ, તો મુખ્યમાં મુખ્ય આજ્ઞા પાળવી એમાં કેટલો ભારે તથા ઉંડો અર્થ રહેલો છે તે આપણા સમજવામાં આવશે.

આ ઉત્તમ દ્દષ્ટાંતમાં જે બોધ રહેલો છે તે એ કે, "આ મારા ભાઈઓમાંના બહુ નાનાઓમાંથી એકને તમે જે કંઈ કીધું તે મને કીધું," માત્થી ૨૫ ; ૪૦.

આ સમરૂની ભાઇના જેવું સેવાકાર્ય કોણ કરી શકે? જેનું મન પ્રભુ ઇસુએ હરી લીધું હોય તેજ.

---

## સેવાકાર્યનું મધ્યબિંદુ.

માત્થી ૨૫; ૩૪-૪૦: ૧૦; ૪૨. **૨ કરીં. ૫; ૧૫.** ગીત. ૧૧૬: ૧૬. ૧ યોહાન ૪; ૧૯-૨૧.

સ્વામીની સેવા કરતાં તમારા મનમાં જેટલો ઉમંગ ઉપજે છે તે પ્રમાણમાં તમારી સેવા કીમતી ગણાય છે. માત્થી ૨૬; ૬-૧૩માં લખ્યું છે કે એક બાઇએ સંગેમરમરની શીશી ભાગીને તેમાંનું અત્તર સ્વામીના માથા ઉપર રેડયું. એ સેવાકાર્ય કેટલું બધું મુલ્યવાન હતું તે ઈસુના શિષ્યો બિલકુલ સમજ્યા નહિ. જે અરસામાં ઈસુની ચોતરફ કેવળ કપટ તથા વિશ્વાસઘાત પથરાઇ રહ્યાં હતાં તે વખતે ખરો વિશ્વાસ તથા પ્રીતિભાવ દેખાડનારો આ એકજ દાખલો નજરે પડે છે.

શિષ્યો બોલ્યા કે, "એ નુકશાન શા માટે?" પણ ઇસુએ તો આ કૃત્યને "ઉત્તમ કામ" ગણ્યું. કામ કામમાં જે ફેર તેની કદર ઇસુને બહુ સારી પેઠે હતી; તેથીજ તેણે આ કામને "ઉત્તમ" કહ્યું.

ખરેખરી લોકસેવા કોઇક આત્મિક ઝરામાંથી ઉત્પત્તિ પામે છે, હા, એ સેવા જાતે આત્મિક હોય છે. પ્રીતિ કરનાર માણસ પોતાના આખા જીવથી જાતીભાઈ ઉપર પ્રીતિ કરે છે, હા, ખ્રીસ્ત ઉપર તેને જે પ્રીતિ છે તેને લીધે.

ખ્રીસ્તે આપણા ઉપર પ્રથમ પ્રીતિ કીધી, અને એ કારણને લીધે ખ્રીસ્તની ઉપર આપણા મનમાં પ્રતિપ્રીતિ ઉત્પન્ન થાય છે, પછી એ પ્રીતિ હોય વધતી કે હોય ઓછી. તમે જે સેવાકાર્ય કરો છો તે આવા પ્રીતિરૂપ ઝરામાંથી નીકળી આવે છે શું?. માનવના હિતને અર્થે જે કાંઈ સેવાકાર્ય તમે કરો છો તે વાસ્તવિક રીતે "ખ્રીસ્તને અર્થે" કરેલું સેવાકાર્ય છે શું? જો એવું ન હોય, તો જાણજો કે તમારૂં સેવાકાર્ય સ્વાર્થને લીધે અથવા તો બીકને કારણે કરેલું છે.

જેઓએ બીજાઓની સેવાચાકરી બજાવી હતી તેઓને સ્વામીએ કહ્યું કે, એ તો તમે મારી પોતાની સેવા બજાવી. આવું વચન સાંભળીને સેવકોને કેટલું બધું અજાયબ જેવું લાગ્યું! માત્થી ૨૫; ૩૭--૩૯. આવી વાત સાંભળતાં મને ગમે તેવી લાગણી થાય તે લાગણી ઉપર ધ્યાન આપવાનું નથી. હું મારા સ્વામી ઉપર પ્રીતિ કરૂં છું એવી લાગણી તો નહિ, પણ મારો સ્વામી મારા ઉપર પ્રીતિ રાખે છે એવી ખાતરીપૂર્વક લાગણી મનમાં હોય તો બસ.

ઉત્તમોત્તમ સેવાકાર્ય જ્યાં સુધી તમે કરો નહિ, ત્યાં સુધી મનમાં સંતોષ ન પામો. જેટલી વાર "ઓ આકાશમાંના અમારા બાપ," ઇત્ય. પ્રાર્થના તમે કરો છો, તેટલી વાર તમે એવી વિનંતી કરો છો કે, તમારૂં સેવાકાર્ય ઉત્તમમાં

[illegible]મ નીવડે. એ પ્રાર્થના કરતી વેળા તમે એવી ચાહના દેખાડો છો કે, પ્રભુની ઈચ્છા પુરી થાય એવો દિવસ વહેલો આવો. હા, એ પ્રાર્થના ઉચ્ચારતી વખતે તમે એવી વિનંતી કરો છો કે, આકાશવાસી દૂતો જેવી રીતે ઉમંગ તથા હોશિઆરી તથા સમર્પણ તથા વફાદારીથી પ્રભુની ઈચ્છા પુરી કરે છે તેવીજ રીતે અમે પણ પ્રભુની ઈચ્છા પુરી કરનારા થઈએ.

### સેવાકાર્યને સારૂ જોઈતો અભિષેક.

પ્રે. કૃ. ૧૦ ; ૩૮. જુઓ ૨ રાજા. ૨ ; ૯, ૧૦.

સેવકનો પવિત્ર આત્માથી અભિષેક થાય એ અતિ અગત્યનું છે. પવિત્ર આત્માનું સામર્થ્ય પામ્યા વિના કામ કરવા લાગશો, તો તમારૂં બધું કામ નિષ્ફળ નીવડશે. સેવક જેમ જેમ પવિત્ર આત્માથી ભરાય છે તેમ તેમ એ સેવક સેવા કરવા સારૂ વધારે ને વધારે હોશીઆર થતો જાય છે. સેવા ખરેખર સફળ થાય તે સારૂ સેવકની ખાસ દિક્ષા થવી જોઈએ, એટલે જેના હાથ ખીલાથી વિંધાયા હતા તેના હાથની પરાક્રમી દિક્ષા.

ખ્રીસ્તનું જીવનચરિત્ર વાંચતાં જણાય છે કે સેવાને સારૂ પરાક્રમ તથા પ્રાર્થના એ બેને અતિ નિકટ સંબંધ છે, જુઓ માર્ક ૧ ; ૩૫. લુક ૫ ; ૧૬, ૧૭ : ૬ ; ૧૨, ૧૯.

---

## ब. સંકટસહન વિષે.

### ખ્રીસ્તના શિષ્યોનો સંકટરૂપ પટો.

| | |
|---|---|
| માત્થી ૧૦ ; ૨૫. | માર્ક ૧૦ ; ૨૯, ૩૦. |
| યોહાન ૧૫ ; ૧૮-૨૧. | યોહાન ૧૬ ; ૩૩. |
| ૧ યોહા. ૩ ; ૧. | યોહાન ૧૬ ; ૨. |
| ૧ યોહા. ૩ ; ૧૨, ૧૩. | પ્રે. કૃ. ૧૪ ; ૨૨. |
| માત્થી ૧૦ ; ૩૪-૩૮. | લુક ૯ ; ૨૩. |
| લુક ૧૨ ; ૪૯, ૫૧-૫૩. | લુક ૧૪ ; ૨૭. |
| લુક ૨૧ ; ૧૨, ૧૬. ૧૭. | |

ખ્રીસ્તના ખરા સેવકને સંકટનો અનુભવ થયા વિના રહેશે નહિ. જગતના જે લોકોએ સ્વામીનો નકાર કર્યો તે લોકો તેના શિષ્યોની સતાવણી કરે એમાં શી નવાઇ !

પ્રભુ ઇસુ માત્ર એક વીરપુરૂષ જેવો પ્રગટ થયો નહોતો. જો તે વીરપુરૂષ દાખલ પૃથ્વી પર રહ્યો હોત, તો તે બેશક લોકપ્રિય થાય. પરંતુ ઇસુ કયારે લોકપ્રિય થયો? હા, હજી પણ ને તો લોકપ્રિય નથી. કારણ કે ઇસુનું કહેવું એ છે કે, હું તમારા જેવો નહિ થાઉં, પણ તમે મારા જેવા થવાનું કબુલ કરો, અને ખરા મનથી મારે તાબે થાઓ.

માણસોમાં રહેલું જે વીરપુરૂષપણું તે તરફ જોઇને ઇસુએ પોતાની માગણીઓ લોકો આગળ રજુ કરી. ગારીબૉલ્ડી નામે એક મહાન દેશભક્ત થઈ ગયો છે. તેણે પોતાના સ્વદેશને મોકળાપણું મળે માટે સૈનિકોને પોતાની ધ્વજા તળે ખેંચ્યા ત્યારે કેવી કેવી લાલચો તેમની આગળ ધરી હશે? લાલચો એ કે ભૂખ, તરસ, જોખમભરેલી કૂચ પછી લડાઈ અને છેવટે મરણ.

ભુંડાઇની સામે લડતાં લડતાં ખ્રીસ્તને જે ઘા થયા હતા અને ઘાનાં જે ચાઠાં પડી રહ્યાં હતાં તે, શિષ્ય મેળવવાને માટે, ઇસુએ કદી સંતાડી રાખ્યાં નહોતાં. તેથી ઉલટું, જે જે માણસો તેની પાછળ આવવાની ઇચ્છા બતાવતા હતા તેઓને તે એવી ચેતવણી આપતો હતો કે મારી પાછળ આવનાર ઉપર મહેણાં, નિંદા, દ્વેષ, વિરોધ, સતાવણી તથા મરણ આવી પડશે. હા, ઇસુ જાતે પહેલ કરીને આગળ ચાલતો ગયો, અને છેવટે તેને શું પ્રાપ્ત થયું? કાંટાનો મુગટ તથા વધસ્તંભ.

વધસ્તંભ તો બે લાકડાંનો બને છે; એક લાકડું આડું અને બીજું ઉભું, જે આડું લાકડું તેમાં જગતના લોકોની દષ્ટિની હદ સુચવી છે એમ કહેવાય; અને ઉભું લાકડું જે તદ્દન

કાટખૂણે આવેલું છે તે તો ઉંચું ને ઉંચું જાય છે, અને જોનાર-નું ધ્યાન આકાશની ગમ ખેંચે છે. એ ઉભું લાકડું તો પ્રભુના લોકોની દૃષ્ટિનું અણુહદપણું સૂચવે છે. એ તો જગતની દૃષ્ટિની આડે આવીને તેને હરાવે છે. પણ યાદ રાખવું કે હરાવવા જતાં વધસ્તંભ ઉપજી આવે છે.

જ્યારે જ્યારે તમારી નજરે વધસ્તંભનો આકાર પડે, ત્યારે ત્યારે પ્રયુદ્ધની, એટલે પાપ વિરૂદ્ધ તથા જગતી ભાવના વિરૂદ્ધ, કટાકટીની કલ્પના મનમાં કરશો.

---

**પ્રભુના ભકતોને જગતના લોકોએ કેવો આવકાર આપ્યો?**

એલીયાહ—૧ રાજા. ૧૯; ૧, ૨.
મીખાયાહ—૧ રાજા. ૨૨; ૨૭.
ઝખાર્યાહ—૨ કાળ. ૨૪; ૨૦, ૨૧.
યિર્મેયાહ—યિર્મે. ૨૬; ૧૧–૧૪: ૩૭; ૧૫, ૧૬: ૩૮; ૪–૬.
હનાન્યાહ, ઇત્ય—દાની. ૩; ૧૯–૨૩.
દાનીયેલ—દાની. ૬; ૧૬.
યોહાન બાપ્તિસ્મી—માર્ક ૬; ૧૭.
પ્રેરિતો—પ્રે. કૃ. ૫; ૧૮, ૪૦.
સ્તેફન—પ્રે. કૃ. ૭; ૫૭, ૫૯.
યાકુબ—પ્રે. કૃ. ૧૨; ૨.
પીતર—પ્રે. કૃ. ૧૨; ૩, ૪.
યોહાન—પ્રકટી. ૧; ૯.
અસંખ્ય શાહેદો—હેબ્રી. ૧૧; ૩૫–૩૮.

પાઉલની વાત જુઓ—

દમસ્કમાં તથા યરૂશાલેમમાં તેને મારી નાખવાની મસલહત કરી, પ્રે. કૃ. ૯; ૨૩, ૨૪, ૨૯.

અંત્યોખ તથા ઈકોનીયમ તથા લુસ્ત્રામાં મારામારી થઇ અને ત્યાંથી તેને કહાડી મુકયો, પ્રે. કૃ. ૧૩ ; ૫૦ : ૧૪ ; ૫, ૧૯.

ફીલીપીના કેદખાનામાં તેને ફટકા પડયા અને તેના પગ હેડમાં ઘાલ્યા, પ્રે. કૃ. ૧૬ ; ૧૯-૨૪.

થેસ્સાલોનીકામાં ખળભળાટ થયો, પ્રે. કૃ. ૧૭ ; ૫.

આથેન્સમાં તેના ઠઠ્ઠા થયા, પ્રે. કૃ. ૧૭ ; ૧૮, ૩૨.

કરીંથમાં લોકો તેની સાંમે ઉઠયા, પ્રે. કૃ. ૧૮ ; ૬, ૧૨.

એફેસસમાં તથા યરૂશાલેમમાં ઘણો ઘોંઘાટ થયો, પ્રે. કૃ. ૧૯ ; ૨૩, ૨૯ : ૨૧ ; ૨૭-૩૧.

દરેક શહેરમાં બંધનો તથા સંકટો તેના પર આવી પડયાં, પ્રે. કૃ. ૨૦ ; ૨૨, ૨૩.

વાંચો, પ્રે. કૃ. ૯ ; ૧૬. ૨ કરીં. ૧૧ ; ૨૩-૨૮. ૧ કરીં. ૪ ; ૯-૧૩. ૨ કરીં. ૪ ; ૮-૧૧. રૂમી. ૮ ; ૩૬. ૧ કરીં. ૧૫ ; ૩૦, ૩૧. ૧ થેસ્સા. ૨ ; ૨, ૧૪, ૧૫ : ૩ ; ૩, ૪. ૨ તીમોથી ૧ ; ૮, ૧૨ : ૨ ; ૩, ૯ : ૩ ; ૧૦-૧૨ : ૪ ; ૫.

ખ્રીસ્તનું રાજ્ય ફેલાવવા માટે પ્રયુદ્ધ કરીએ, તો સંકટ અવશ્ય સહેવું જોઇએ. પરંતુ ખ્રીસ્તના વિશ્વાસુ સૈનિકો સંકટની દરકાર કરતા નથી, હા, સંકટ સહેવામાં તો સૈનિકનું માન સમાયલું છે, વાંચો ફીલીપી. ૧ ; ૨૯, ૩૦.

---

## સંકટ સહેનારને મળનાર બદલો.

માત્થી ૫ ; ૧૦-૧૨.
૨ કરીં. ૪ ; ૧૬, ૧૭.
રૂમી. ૮ ; ૧૮.
હેબ્રી. ૧૧ ; ૨૬, ૨૭.
પ્રકટી. ૨ ; ૧૦.

---

## સંકટના સમયને સારૂ પુરતો દિલાસો.

| | |
|---|---|
| યોહાન ૧૬ ; ૩૩. | યશા. ૪૩ ; ૨. |
| પ્રે. કૃ. ૧૮ ; ૯, ૧૦. | યશા. ૬૩ ; ૯. |
| ૨ તીમો. ૪ ; ૧૬-૧૮. | ગીત. ૨૭. |
| પુન. ૩૩ ; ૨૬-૨૭ | ગીત. ૪૬ ; ૧. |
| યશા. ૪૧ ; ૧૦,૧૩. | |

બિશપ હૅનિંગટન નામના પ્રખ્યાત ઇશ્વરભકતને ૨૭ મું ગીત વિશેષ પ્રિય હતું. પોતાની દૈનિક નોંધપોથીમાં મરણુને આગલે દહાડે (૨૮ મી અકટોબર, ૧૮૮૫) તેણે આમ લખ્યું કે, હું તદ્દન કાયરં તથા દુઃખી થઇ ગયો છું, પણ ૨૭ મું ગીત વાંચતાં મને દિલાસો મળ્યો છે.

---

## સંકટરૂપ ભઠ્ઠીમાં પડેલાએ કેવી રીતે વર્તવું?

| | |
|---|---|
| લુક ૨૨ ; ૫૦, ૫૧. | ૧ પીતર ૪ ; ૧૯. |
| લુક ૨૩ ; ૩૪. | લુક ૨૧ ; ૧૯. |
| માત્થી ૫ ; ૪૪, ૪૫. | હેબ્રી. ૧૨ ; ૨. |
| રૂમી. ૧૨ ; ૧૪. | યાકુબ ૫ ; ૧૦. |
| પ્રે. કૃ. ૭ ; ૬૦. | પ્રે. કૃ. ૨૦ ; ૨૪. |
| ૧ પીતર ૨ ; ૧૯-૨૩. | પ્રે. કૃ. ૨૧ ; ૨૩. |
| રૂમી. ૧૨ ; ૧૭-૨૧. | દાની. ૩ ; ૧૬-૧૮. |
| ૧ થેસ્સા. ૫ ; ૧૫. | દાની. ૬ ; ૧૦. |

વાંચો નિર્ગ. ૨૩ ; ૪, ૫. ૨ રાજા. ૬ ; ૨૨. ૨ કાળ. ૨૮ ; ૧૫ દૃષ્ટાંત. ૨૫ ; ૨૧.

જ્યારે દાનીયેલ તથા તેના ત્રણ મિત્રો ભઠ્ઠીમાં નખાયા, જ્યારે પાઉલ પ્રેરિતની સતાવણી થઇ, અને વિશેષે કરીને જ્યારે આપણો સ્વામી કષ્ટિત થયો, ત્યારે તેઓએ મન શાંત રાખીને દુઃખ પુરેપુરૂં સહન કર્યું.

તેઓ ઇશ્વર પર સંપૂર્ણ ભરોસો રાખતા હતા, તેથી તેઓની વર્તણુકમાં ઉતાવળ તથા ગભરાટ બિલકુલ જણાતાં નથી. સંકટ ગમે તેટલું સખત હોય તોપણ અમે અંત સુધી ટકી રહીશું, એવી અજીત દૃઢેચ્છા તેઓમાં હતી. આપણને મહેણાં મારવામાં આવે અથવા આપણા પર આરોપ મુકવામાં આવે ત્યારે એ વાનાંનું સહન આપણે શાંતપણે કરી શકીએ એ સારૂ ઇશ્વર પાસેથી મળતી હિમ્મત આપણામાં હોવી જોઇએ.

દાની. ૩; ૮માં જેમને "કેટલાએક કાસ્દીઓ" કહે છે તેમના જેવા માણસો બધે ઠેકાણે નજરે પડે છે, કે જેઓ ખ્રીસ્તના સેવકો પર તહોમત મુકવાની તક હમેશાં શોધ્યા કરે છે. પિલાતના ન્યાયાસન આગળ જે માણસો ઇસુ પર તહોમત મુકતા હતા તેઓનું મ્હોં પ્રભુ ઇસુ બંધ કરી શકત; પણ એમ કરવું તેને સારૂં લાગ્યું નહિ. તેમનું મ્હોં જો તેણે બંધ કર્યું હોત તો ઘણુંકરીને તેઓ કદી પણ તેની કૃપાનો આસરો લેવા આવત નહિ. બદલો વાળવાનું કે વેર લેવાનું તેનું મન બિલકુલ નહોતું. પોતાનો માનમોભ્ભો સાચવવાને તેણે કદી પ્રયત્ન કીધાં નહિ. "તે છાનો રહ્યો ને કંઇ ઉત્તર ન દીધો." માર્ક ૧૪; ૬૧: ૧૫; ૩, ૫. જુઓ યશા. ૫૩; ૭. ૨ તીમો. ૨; ૨૪-૨૬.

કશું અયોગ્ય તેણે નહિ કર્યું ખરૂં, પણ જે યોગ્ય તે તો તે કર્યાં વિના રહ્યો નહિ.

બદલો વાળવાનું ન કર્યું એટલુંજ નહિ, પણ તે ઉપરાંત તેણે પોતાના શત્રુઓને માટે પ્રાર્થના કરી અને તેમનું ભલું કરવાનું ઇચ્છિયું.

ખ્રીસ્તના મનમાં એવી આશા છે કે, મારા શિષ્યો સંકટ સમયે બરાબર ટકી રહેશે, મારી માફક તેઓ શત્રુ તરફથી આવતાં સંકટ ધૈર્યતાથી વેઠશે, પોતાના મનમાં પરોપકારભાવ

નિરંતર રાખશે, અને પ્રભુમાં સદા સુખાનુભવ તથા હર્ષાનંદ અનુભવશે, જુઓ માત્થી ૫; ૧૧, ૧૨. લુક ૬; ૨૨, ૨૩. પ્રે. કૃ. ૫; ૪૧. ૨ કરીં. ૧૨; ૧૦. ૧ થેસ્સા. ૧; ૬. ૧ પીત. ૧; ૬–૮: ૪; ૧૨, ૧૬.

---

કયાં કયાં કારણોને લીધે ભકતજન પર સંકટો આવી પડે છે તેનો ખુલાસો આપવાની અત્રે જરૂર નથી, તો પણ બે ત્રણ ટુંકી વાત કહું છું.

સંકટ કે દુઃખ ઘણુંકરીને પાપને કારણે આવી પડે છે; અથવા તો પાપ સાથે એને કંઇ પણ સંબંધ હોય છે. પાપરૂપી સ્વભાવ વંશપરંપરાથી પણ ઉતરી આવે. કેટલાંએક સંકટ તો અવેજીરૂપ હોય છે.

ખ્રીસ્તે જે દુઃખ ભોગવ્યું તે બધું અવેજીરૂપ હતું. ગેથસેમાનીમાં તથા ગલગથા પર તેણે તિવ્ર વેદના તથા મનની વ્યાકુળતા એટલી બધી ભોગવી કે જેનું વર્ણન કરી શકાય નહિ. વધસ્તંભની છાયામાં ચાલતાં તે ખરેખર સંકોચાતો હતો, જુઓ માર્ક ૧૦; ૩૨-૩૪. લુક ૧૨; ૫૦. યોહા. ૧૨; ૨૭, ૨૮. માર્ક ૧૪; ૩૪, ૩૫.

પ્રભુ ઇસુએ વધસ્તંભ પર જે મહાભારત દુઃખ સહન કર્યું તેની આગળ માનવી બધાં દુઃખ કંઇ વિસાતમાં નથી.

વિપત્તિ તથા સંકટનો પુરેપુરો ખુલાસો આપવો અશકય છે. પ્રગટ તો એટલું થયું છે કે પવિત્રોની સંપૂર્ણતાને અર્થે પ્રભુ ઇસુ આકાશમાંથી ઉતરી આવ્યો અને માનવ મધ્યે રહીને માનવનાં સુખદુઃખનો ભાગીદાર થયો, અને આટલુંજ આપણે માટે બસ છે. ઇસુ ખ્રીસ્ત આપણાથી અલગ તથા છેટે રહીને આપણને દુઃખ ઉઠાવતાં જોયા કરે છે એવું તો નથી. પણ તે તો આપણી પીઠ પરનો બોજો ઉંચકવા સારૂ જાતે વાંકો વળે છે, અને બોજાનો મોટો ભાગ પોતાની

ગરદન પર ઊંચકી રાખે છે, જુઓ યશા. ૬૩; ૯. ગીત. ૬૮; ૧૯.

સંકટમાં પડેલા માણસને જ્યારે મનમાં ખાતરી હોય છે કે દુઃખસહનમાં ઈશ્વર જાતે મારો સાથી છે; ત્યારે તેને પુષ્કળ દિલાસો તથા શાંતિ ઉપજે છે.

---

## દુઃખસહન કરનારના બે દાખલા.

૧. યુસફ વિષેની વાત. ઉત્પત્તિ ૩૭, ઇત્યાદિ.

યુસફ પાસે પ્રભુ પોતાની સેવા કરાવવા માગતો હતો, પણ ૧૭ વરસની ઉંમરે ઘણો આપવડાઈ કરનારો હતો. એ વેળાએ જો પ્રભુએ તેને આબાદી આપી હોત અને તેને માથે ભારે જુમ્મેદારી મુકી હોત તો નિશ્ચે તે અભિમાનના સાગરમાં ડુબીને નાશ પામત. આવા યુસફને સખત કેળવણીની અગત્ય હતી, અને તેને કેળવવાનું કામ દેવે પોતાના હાથમાં લીધું.

ખાડામાં યુસફ પડયો ત્યારે તેને માલુમ પડયું કે, મારા ભાઈઓ મારી વાત ન સમજવાને લીધે મારા શત્રુ થયા. પોટીફરના ઘરમાં શરૂઆતે બધું ઠીક ચાલ્યું, પણ આગળ જતાં તેની પવિત્રાઈ તો પાપ દાખલ ગણાઇ, અને નિરપરાધી છતાં પણ તેને બે વરસ સુધી કેદખાનામાં રહેવું પડયું. કેદખાનામાં રહેવાથી તેની અંદરનો અભિમાન તદ્દન ઉડી ગયો. છેવટે, કેદખાનારૂપ શિક્ષણ વડે તે જીત પણ પામ્યો. પોતાનું કહેલું તથા કરેલું કોઇ સમજી શકે નહિ અને પોતાની વર્તણુકનો અવળો અર્થ કરવામાં આવે, છતાં ખુલાસો કરવાની કે જવાબ આપવાની તક મળે નહિ, એ તો સૌથી સખત સંકટ સમજવું.

શરૂઆતથી અત્યાર સુધી યુસફને પ્રભુ પોતે ચલાવતો આવ્યો, અને રાજપદને શોભે એવો વીર બનાવવા સારૂ ઇશ્વર જાતે તેને કેળવતો આવ્યો. ઇશ્વર તેને શિક્ષણ આપતો

હતો, એ માટે કે તે પોતાની વડાઇ મુકી દે અને સ્વાર્થીને બદલે પરમાર્થી થાય.

જ્યારે ઉપલું શિક્ષણ તેને મળ્યું, ત્યારેજ તે સંકટમાં પડેલા દેશનો રક્ષક થવા જોગ નીકળ્યો. નિરાશ્રિતોને તે સહાય આપી શકયો, કારણ કે અછતનો તથા તંગીનો અનુભવ તેને પોતાને થયો હતો. મજકુર કેળવણી તેને મળી ન હોત તો દુઃખિતો પર દયા દેખાડનાર મુખ્યાધિકારી તે બની શકત નહિ, જુઓ ઉત્પ. ૪૫; ૭.

આપણા ઉપર પ્રભુ દુઃખ આવવા દે છે તેનું એક કારણ એ છે કે દુઃખદ્વારે આપણે સ્વાર્પણ કરનાર ખ્રીસ્તને સમાન થઇએ.

સર્વોત્તમ સેવા બજાવનાર માણસ પોતાના પંડનું સંપૂર્ણ અર્પણ કરે છે. જે સંકટ આવ્યાને લીધે તમે ઘુંટણીએ પડો છો તે સંકટને તો આશીર્વાદરૂપ ગણવું જોઇએ, અને એ સંકટ આવવાને લીધે પ્રભુનો ઉપકાર માનવો જોઇએ. આગળ મુકેલી દોડમાં જેમ જેમ વધારે દોડતા જઇએ તેમ તેમ સંકટ આવ્યા વિના રહે નહિ, હેબ્રી. ૧૨; ૫-૧૧.

યોહા. ૧૨; ૨૪માં લખ્યું છે કે, "જો ઘઉંનો દાણો ભોંયમાં પડીને નથી મરતો, તો તે એકલો રહે છે; પણ જો તે મરે, તો ઘણાં ફળ આપે છે." એ વાત કેવળ ખેતીવાડીને લાગુ પડે છે એમ નથી; સેવા કરનાર દરેક ખ્રીસ્તીને પણ લાગુ પડે છે, વાંચો યોહા. ૧૨; ૨૪-૨૬. ફિલિ. ૩; ૧૦, ૧૧. લુક ૨૪; ૨૬. રૂમી. ૮; ૧૭. ૨ તીમો. ૨; ૧૨.

નહિ યુદ્ધ તો નહિ જય, નહિ વેદના તો નહિ વૃદ્ધિ, નહિ થંભ તો નહિ તાજ.

રાખે નહિ પણ અર્પી દે તેનેજ સજીવ જાણ,
સહન કરે તેજ તો આપે પુષ્કળ દાન;
પોતે પીએ નહિ પણ પાએ, એવો ઉદાર જણ,
પ્રીતિથી ખેંચાઇને, બક્ષે તન, મન, ધન.

૨. અયૂબ વિષેની વાત.

દુઃખસહનનો બીજો એક પ્રખ્યાત દાખલો તો અયૂબ છે. અયૂબ પર વિવિધ સંકટો શા માટે આવી પડયાં, એ તો અતિ માર્મિક વાત છે. સંકટરૂપી ભઠ્ઠીમાં પરખાયાથી તે બેશક સોના જેવો નીકળ્યો (જુઓ અયૂ. ૨૩; ૧૦), પરંતુ તેના ભારે સંકટનો સંપૂર્ણ ખુલાસો એટલામાં આવી જતો નથી.

અયૂબ પર તોહોમત નાખતાં શેતાને એવો આરોપ મુકયો કે માણુસ તો કેવળ સ્વાર્થને લીધે પ્રભુ પર વિશ્વાસ રાખે છે, જુઓ અયૂ. ૧; ૮-૧૨ : ૨; ૩-૬. હવે આ જે "ભાઇઓ પર બટ્ટો મુકનાર" તેનું મ્હોં પ્રભુ કેવી રીતે બંધ કરી શકે? પ્રભુએ શેતાનને અયૂબની પરીક્ષા કરવાની પરવાનગી આપી, તેમાં અયૂબને અતિઘણું માન મળે છે, પ્રભુની એવી ઇચ્છા હતી કે, વફાદાર ભક્તજન કેટલે સુધી દુઃખ સહી શકે છે તથા કેટલે સુધી વિશ્વાસમાં ટકી રહે છે એ બાબતનો ઉત્તમ દાખલો પ્રગટ થાય, જુઓ અયૂબ ૧૯; ૨૬, ૨૭. યાકુબ ૫; ૧૧.

યુસફના દાખલા પરથી આપણે જોયું કે પ્રભુ યુસફને કેળવવાનું ઇચ્છતો હતો, અને અયૂબના દાખલા પરથી આપણને માલુમ પડે છે કે, અયૂબને ઉત્તમ શાહેદ કે સાક્ષી બનાવવાની પ્રભુની ચાહના હતી.

સવાલ—

યોહાન ૪; ૩૪ માં પ્રભુ ઇસુ પોતા વિષે કહે છે કે, "જેણે મને મોકલ્યો છે, તેની ઇચ્છા પુરી કરવી, ને તેનું કામ પૂર્ણ કરવું, એ મારૂં અન્ન છે." તમે પણ ઈસુના સેવક છો. ત્યારે મજકુર શબ્દો તમે પોતાના હોઠ પર સત્યતાથી લઇ શકો છો શું?